:મા સર્વગુણદાસાના

# ચર્ચા પ્રકાશ.

૧ થી ૪ સુધી.




પ્રકાશક.

શેઠ આલા ખેતા—વીરમગામ.

ભગત પ્રેમા મહાજી—ભ...

ૐ

# શ્રી મહાત્મા સવગણુદાદાના

# પદ પરચા પ્રકાશ.

## ભાગ ૧ થી ૪ સુધી.

સંશોધક.

મહારાજ માત્રજીરામ ઉગમસી.

મુ. ઝાંઝરકા.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

શેઠ આલા ખેતા—વિરમગામ.

ભગત પ્રેમ. મઈજી—ભવાનીપુરા.

પ્રથમાવૃત્તિ પ્રત ૪૦૦૦

સંવત ૧૯૭૬

કીંમત ૦-૧૨-૦





શ્રી સત્યનારાયણ પ્રિ. પ્રેસમાં
પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યા
ઠે. સીવીલ હસ્પીતાલ સામે પાનાભાઈની વાડીમાં.
અમદાવાદ.



## પુસ્તકની ઉત્તમતા.

આ પુસ્તકમાં જ્ઞાન, વઇરાગ તથા ભક્તમહિમાના ઉત્તમમાં ઉત્તમ ૧૩૨ ભજનો, છંદો, કવાલીઓ જુદા જુદા કવીઓની રાગરાગણીમાં સ્થાનભૂત કરેલી છે, માટે દરેક મનુષ્યે અવશ્ય એક કોપી ખરીદી તેમાંના બોધનો અનુગ્રહ કરશો. એજ અરજ.



### આ પુસ્તક મળવાનું ઠેકાણું.

**મહારાજ ગોવિંદરામ ઉગમસી.**

ઠે. સવગણ દાદાના મંદીરમાં

( તાલુકે ધંધુકા. )

**મુ. ઝાંઝરકા.**

# પ્રસ્તાવના.

પ્રિય વાચકવૃંદ આ લઘુ પુસ્તકનો ઉદ્દેશ અને મુળ હેતુ એવો છે કે, આમાં પ્રસિદ્ધ કરવામાં આવેલાં દરેકે દરેક પદ તથા પરચુરણ છંદો વીગેરે મુખેથી આજ દીન સુધી ઘણા વખતથી ગવાય છે પણ ઘણા ખરા સેવકોની તેને દરેકને મોઢે થઇ શકે એવી ઇચ્છા જણાવેલી હોવાથી અને ઘણા ખરા પદો સંપૂર્ણ હોવાથી તેને પૂર્ણ રીતે કરી છપાવવામાં આવ્યા છે કે તેનાથી દરેક ભાઇ તેનો ઉપયોગ કરી શકે.

ઝાલાવાડ ( ભાલ–ચોરાસી ) પ્રગણામાં ગામ ઝાંઝરકામાં મહાત્મા સવગણદાદા ભગવાનના શુદ્ધ પ્રેમી હોઈ, સંત, સાધુ, અભ્યાગત અને અતિતોને અન્ન વસ્ત્રાદિથી સંતોષતા તેથી તેમની કિર્તિ અને પીરાઇ આખા જગતમાં પ્રસરી છે. વળી ઉંચથી તે નીચ સુધીમાં તેઓ મહાન ખ્યાતિ પામેલા છે. તેઓનાં અલંદા વિચારી આત્માના ભક્તિ રસથી ભરપુર એવા જુદા જુદા કવી લોકોએ પોતાની ઇચ્છાનુસાર, પદ, પ્રભાતિયાં, છંદ, સાખી, સવૈયા આદિમાં તેમના ઘણા પરચાઓના વખાણ કરેલ છે.

છતાં ભાવિકજનોના આગ્રહથી મુક્ત ગાદીએ (ઝાંઝરકાની ગાદી) બિરાજમાન મહારાજ ગોવિંદરામ ઉગમસીની આજ્ઞા લઇ તેમના લઘુબંધુ રા. માવજીરામ ઉગમસીએ આ ગ્રંથનો સંગ્રહ કરવા બનતી મહેનતે ફતેહમંદ નિવડયા છે.

મેં તે પુસ્તકને તેમની પાસેથી લઇ તેને છપાવી તૈયાર કર્યો છે. વિશેષમાં આ પુસ્તકની આવશ્યકતા એટલીજ છે કે, જ્યાએ જ્યાએ જુદા જુદા કવિઓએ જુદા જુદા રાગનાં ઘણાં પદો બનાવ્યાં છે.

પુસ્તક પ્રસિદ્ધ કરવાનો અમારો આ પ્રથમ પ્રયાસ છે તો કદાચ આપને ક્યાંઇ પણ કાંઇ પ્રકારની ભૂલ ચૂક જણાય તે અવશ્ય સુધારી વાંચી લેવા મારી વિનંતિ છે—શાંતિઃ

પ્રસિદ્ધ કર્તા.



# મહેરહુ પુસ્તક છપાવવામાં મત આપનાર ગૃહસ્થોનાં નામ.

| નંબર. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શાહ નાગરદાસ પાનાચંદ | સરવાળ |
| ૨ | જીવરામ ખીમાજી વણકર. | ઝાંઝરકા |
| ૩ | જસરાજ દલા બ્રાહ્મણ. | ,, |
| ૪ | કેસર ગોવિંદ બ્રાહ્મણ. | ,, |
| ૫ | પરસોતમ પુંજા કુંભાર. | ,, |
| ૬ | ભગત દાના વીરા વણકર. | ખરડ |
| ૭ | કુંભાર નાથા ગોવિંદ ભગત. | ,, |
| ૮ | પાલા ગોબર વણકર. | ગોરાસુ |
| ૯ | ડાહ્યા ગંગા વણકર. | ધોલેરા બંદર |
| ૧૦ | શીવા પાલા વણકર, | ,, |
| ૧૧ | ગણેશ ભીમા. | ધંધુકા |
| ૧૨ | કકુ લીંબા | સોજીત્રા |
| ૧૩ | જીવા સવા. | ,, |
| ૧૪ | નાથા માધવ. | ,, |
| ૧૫ | જેરામ દયાળ. | ,, |
| ૧૬ | હરીદાસ | ભવાનીપુરા |
| ૧૭ | નરસીંહ | ,, |
| ૧૮ | રણછોડ. | પેટલાદ |
| ૧૯ | રણછોડ મોરાર. | (કાજીનું) સરસીકા |

| | | |
|---|---|---|
| ૨૦ | મહંત મોહનદાસજી ગુરૂ આતમારામજી. | અમદાવાદ |
| ૨૧ | બાવા કરસનદાસ મીઠુરામ. | ,, |
| ૨૨ | ભગત ગંગારામ શાપુર ઢેડવાડામાં. | અમદાવાદ |
| ૨૩ | વીરાજી માનાજી. | ,, |
| ૨૪ | ભીકમ કુબેર | (અમદાવાદ) વાડજ |
| ૨૫ | આલા કુબેર. | ,, |
| ૨૬ | બહેચાર મીલ માસ્તર. | ,, |
| ૨૭ | ધુરાજી ઇચ્છારામ. | રાજપર |
| ૨૮ | બાવા સેવાદાસજી ગુલાબદાસજી. | વઢવાણ |
| ૨૯ | સુખા ભલા | મોજીદડ |
| ૩૦ | ડાહ્યારામ. | ચાંકેવાળીયા |
| ૩૧ | નાના પરમા. | વિરમગામ |
| ૩૨ | ઉકા ગલા. | ,, |
| ૩૩ | ડાહ્યા ખોડા. | ,, |
| ૩૪ | હમીર. | ,, |
| ૩૫ | ધુડા હીરા. | ,, |
| ૩૬ | કુબેર અરજણ. | વડગાસ |
| ૩૭ | રૂખડ મયા. | મુંબાઇ |
| ૩૮ | કમોં ડાહ્યા. | ,, |
| ૩૯ | ઉગા ખીમા. | ,, |
| ૪૦ | વાઘા રાજા | ,, |
| ૪૧ | વીસરામ ભાણા. | ,, |



# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

### પંડયા કાનજી બાપાનાં પદ.

## ગામ માળોદના બ્રાહ્મણ પંડયા નથુનાં પદ.



## શ્રી સરવાળના ગરાસીયા રાજાજી દાદાજીના શિષ્યની ગરબી.



## વાસણાના બાવા હીરદાસના પદ.

### નાનજી ભગતનું પદ



## ભાગ ૨ જો.

### પંડયા સવારામ કાનજીનાં પદ.



### ઉકા દાદાનું ભજન.



### સવરામના દુહા



### પંડયા હરીદાસનો ઝપાખરો તથા દુહા.

અરજણથી બનાવેલી ગરબી.



જેઠા પંડયાનો બનાવેલો કુંડલીઓ.



જેઠા ભારનું પ્રભાતીયું.



વાલા ભગતનું પ્રભાતીયું.



ધરાંગધરાવાળા વાઘાનો બનાવેલો છંદ.



કરશનદાસના ચંદ્રાવળા.

## ભાગ ૩ જો.

### પંડયા હીરા સવરામનો બનાવેલો છંદ



### હિરાપંડયાનું પદ.



### લખારામના છંદ



### પરસોતમદાસની પરભાતી.



### આળોદના પરમા નથુનો છંદ.



### પરમાનો છંદ તથા ભજન.



### સુખાનંદનો છંદ,



### હુરદાસનો છંદ તથા ગરબી.

### પંડ્યા રૈવાદાસનો છંદ તથા ભજન



### કાળીદાસ સુખાનંદનો છંદ.



### ગોપાલદાસનું ભજન.



### બાવા રામદાસના ભજન.



### ભીમદાસનું ભજન.



### મુળજીદાસનું ભજન.



---

## ભાગ ૪ થો.

### પેટલાદના પંડ્યા હીરાલાલના ભજન.

## નામેરીનાં છંદો.



## શ્રી મહાત્મા સવગણ દાદાના

# પદ પરચા પ્રકાશ.

### ભાગ ૧ લો.

### પંડયા કાનજી બધાનો બનાવેલો હરીરસ.

#### ભજન ૧ લું.

સમરૂ તે માતા શારદા, પરભુ ઊતારે તું પાર;
ભક્ત સવો કરે ભજન, અલખને આધાર. ટેક.
જગતર માનવ જાતરા, આવે તે વરણ અઢાર;
કરયા કરમ છુટીયે, તારા દેખતા દેદાર. સમરૂ.
નામ ભજન ભજે નરહર, કરે સુકૃત કામ;
ઝીઝુમળ ઝાંઝરકુ, ગોકળપુરી છે ગામ. સમરૂ.
એરાદ ભજન ઓળગ, જપે તે જળહળ જાપ;
ભક્ત સવો ભેટીઆ, પંડનાં તે છુટયાં પાપ. સમરૂ.

પાટ માંડી પરમેશ્વરનો, જોઇ પંડ બ્રમંડ;
સવા અમર ઝંડો ખોડયો, ત્યાં નમે છે નવખંડ. સમરૂ.
ઉત્તમ મધ્યમ કરે અરજું, ઓળગ અવાજ;
તીલક માળા ટુંડીયો, મુખ જપે છે મહારાજ. સમરૂ.
સવા તે બંદગી સંતની, સાહેબસું સતસંગ;
સાચા તે ભક્ત કહીએ સવા, રામનું જા રંગ. સમરૂ.
હુવન મંગળ અખંડ લીલા, દુવારે દીપત;
ધરમશાળા ઉપર ધજા, અનરી ઓપત. સમરૂ.
જગતર માનવ જાતરા, ખલક સંધન ખાય;
અમર પરવા અનનો, પરીયા તે લંગર પાય. સમરૂ.
જાદવ કુળમાં જાણીએ, મહા ભડ મોટું મન;
મેઘબાઇ જમાડે માંગણાં, સઘળા તે પીરસે અન. સ.
મીઠા તે ભોજન મેઘબાઇ, ખાંતે તેં ખવાર્યા;
આણંદની અજવાળીયાં, પખાં તે ત્રણ તાર્યાં. સમરૂ.
મુખ અમરત કહી માજા, વધુ સરજસ વાલ;
સવા સતમાં ઊપજ્યા, કરે પરમારથમાં પાલ. સમરૂ.
જાદવ કુળમાં જાણીએ, ગરથ ગંગારામ;
રાણાવત્ત અમરે રહ્યા, નવખંડ અમર નામ. સમરૂ.
ભક્ત ભેદ જાણે ભારથ, નેણે વરસ્યાં નુર;

ગરથ ગંગારામ કને, ભજનમાં ભરપુર. સમરૂ.
અનંત ભગત ઓળગ્યા, પીપો ધરૂ પ્રહેલાદ;
કબીર ભક્ત કોલળ્યો, તુને મળ્યા છે મહારાજ. સમરૂ.
નામો ને નરસીંહ નવાજ્યા, ધર્યાં હરીશું ધ્યાન;
એતા તે ભક્ત ભેટીયા, તુને સનમુખી સવીયાણ. સ.
રોહીદાસ હરીચંદ્ર રામજી, તેં સેવીઆ સવીયાણ;
કરીયા તે બંદગી પુરી કહીએ, તુને ભેટીયા ભગવાન. સ.
તારી નવખંડે નામના, પણ માળવો મેવાડ;
ઉજ્જન દીલ્હી આગરા, પહોંચ્યાં તે ગંગાપાર. સમરૂ.
સુરત કાનમ સાંભળ્યાં, પણ કાઈ દેશ કહેવાય;
વહાંવડો વઢીયાર વધુ, પુને જસ પંકાય. સમરૂ.
મચ્છુ કાંઠો મોરબી, હાલાર કીરત હોય;
નવડ વાગડ નામનાં, જગ ઊજળ જોય. સમરૂ.
લીલી તે નાગેર લાજ ધણી, ગોલવાડ ગણ જાણ;
ચોરાસીમાં સવીઆ, તારાં વજીયાં વખાણ. સમરૂ.
ગંગા જમુનાં ઘાટ તીરથ, નીર નીરમળ નાય;
સૌખંડ દુવારાપુરી, સવીઆ તારી બેટ જે બોલાય. સ.
ફોર પ્રેમજ ફાવતો, સવાતે ચંદણ છોડ;
ભક્ત સવો ભેટીઆ, હું કરૂ ત્યાં કરજોડ. સમરૂ.

કરૂ કરજોડ કવતા, ઓળગ અવાજ;
કહત પંડયો કાનજી, તમારા રહેજો અમર રાજ. સમરૂ.



## લીલા.

### ભજન ૨ જું.

નીશાન વાગે નામનાં લાગે પાટવાળાને પાય;
સવની લીલા ને સંતનો શોભા, તારો મહીમા કળજુગમાંય. ટેક.
સવાભગતની જેયું બોલાયરે, તારી બેટમાં જેયું બોલાયરે;
દીઠે પંડનાં પરાસત જાયરે, લીલા અખંડછે લીલા અખંડછે. ૧
પાળે પરતીજ ને નામનો પરચો, ભેટે ભવદુઃખ ભાંગે;
ઝાંઝ પખાદ ને ઝાલર ઝણકારા, ગુરૂનાં વાજાં અનહદ વાગે. ૨
અનેક ભગત આગે ઓધાર્યા, જેમ પીપો ધ્રુ ને પ્રહેલાદ;
સતગુરૂ વચને સવ રહયા, તારો અમરબોલ અવાજ રે. ૩
તમારી ધરમશાળા માથે ફરકે ધજા, ગોકળપુરી ઝાંઝરકુ ગામ;
વીસવાસે વળગી રહયા તેને, નીસળપદ આલ્યાં ગુરૂવે નામ. ૪
તારૂં કુળ તે હુંડીઆતણું, તુંને માને મોટા મીર;
તારે ભજને બેડી ભાંગે, એવા પરગટ સવગણ પીર. ૫
બારે માસે ત્યાં સંતની બેઠક, ત્યાં આવે વરણ અઢાર;

જેને નાથજી કરે નવાજણી, બાવો નોધારાના આધાર.
પરવા અનનો ને સાચનું પરમારથ, રહેવું ખાંડાની ધાર;
સીતળ મન ને ગુરૂનાં વચન, રાખો તખત ત્રવેણી એક તાર. ૭
કમાયું સાચની જેણે પાળી કીયા, કર્યા એકમન એરાધ;
એક નીરંતર રહ્યા આધીન, તીને સનમખ દીધો ગુરૂવે સાદ. ૮
અવાજે ગોરા ભગતને ઓધાર્યા, રાખ્યા હરી ચરણે હજુર;
પરતીજ દઇને પરસન થયા, ગુરૂનાં નીત્ય નીત્ય ચડીયાતાં નુર. ૯
સીતા વાળી જ્યારે સેન ઉતાર્યા, બાંધી પાણી ઉપર પાજ;
ચુવા ચંદનને ચોખા શ્રીફળ, તમને મોતીડે વધાવું મહારાજ. ૧૦
ભે સઘળો મારા ગુરૂવડે ભાંગે, કર્યા હોય ગુના મટાડે લક્ષ કરોડ;
સવગણ ચરણે રાખજો, એમ કહેતા કાનજી કરજોડ. ૧૧



નેજા રાગ મારૂ. ભજન ૩ જું.

નેજા ફરકેરે પીરના નેજા ફરકે, તું દુનીઆ બધી દેખ. પીરના.
મન માનવનાં હરખે પીરનાં નેજા ફરકે રે. ટેક.
તારે સરસતી માતા સારદા, માગું ભેદ અકલ ભંડાર;
પીર સવાને પાએ લાગુ, તેના પરચાનો નહી પાર. પીરના.
ચાર પ્રેટાળાનો મેળો ગ્રંગરકે, આવે વરણ અઢાર;
પીર પોતે પરના પુરા, એ હોક આગુનો અવતાર. પીરના.

રંધ સધના ઝંડા રોપ્યા, ઉપર નેજા ફરકે;
આનંદ ઓછવ નીત્ય આંગણે, ઝળામળ ઝાંઝરકુ ઝળકે. પીરના.
જોત્ય ધુપને દીવા જળે, વાજાં અખંડ વાગે;
નગારા નોબત્યું ગડહડે, ભડો ભડ બેડીયું ભાંગે. પીરના.
ભજે તેને ભવ દુખ ભાગે, આલેબોલ અવાજે;
સવીઆણ રહ્યા ગુરૂને ચરણે, તેમને મળ્યા છે મહારાજ. પી.
નીસાણ ચડે નાથનાં, ત્યાં ધડે ત્રંબાળુ ધાઇ;
કહે કાનો ગુરૂના પરતાપે, સેવો રહ્યા ચારે ખંડે સવરાઇ. પી.



રાગ મારૂ ભજન ૪ થું.

ચાલો જાઇરે જાઇ ઝાંઝરકે જાતરા, ગુણ રામના ગાઈ;
આનંદ અંગમાં આણીને, પંડે પવીત્ર થાઈ.

જાઇ ઝાંઝરકે ટેક.

ઓતમરે ઓતમ મધ્યમ કર્યા એકઠા, ભોજન કરે સૌ ભેળાં;
અઢાર વરણ દાદે ઓધરી માસ બારે મેળા. જાઈ ઝાંઝરકે.
તારે નીસાણરે નીસાણ ખોડર્યાં નામના, વાજા અખંડવાગે;
અખંડ ગુરૂની આગળે, ભેટે ભવદુઃખ ભાગે. જાઇ ઝાંઝરકે.
તારે અેરાધરે અેરાધ ભજન કર્યાં એકમન, કરીઆ બહુકરી;
પાપ જુઠ બાવો પરહરી, બેઠા વઇકુંઠ પુરી. જાઇ ઝાંઝરકે.

વનસપતીરે વનસપતી કેરા વીણતી, ભુપ ભોરીંગ ભાળ્યો,
*અતીત રૂપ દાદો આવીયા, વશીઅરને વાળ્યો. ભાઇઝાંઝરકે.
દયારે દયા કરી અન દીજીએ, ઓળખ્યા અવિનાશી;
અંતવેળા આતમને તોડી જમ કેરી ફાંસી. ભાઇ ઝાંઝરકે.
તમરરે તમર ભાંગી તાળાં ઊઘડયા, પયાલો ગુરૂએ પાયો;
સવીયાણુ ચરણે રાખજો ગુણ કાનજી ગાયો. ભાઈ ઝાંઝરકે.

---

### સવૈયો નિસાણો ભજન ૫ મું.

સધનાથ લંબોવર સારદા, મુને મોમત આલો માય;
જગસો આવે ઝાંઝરકે જાતરા, પીરને લાગવા પાય.
પાય લાગ્યા તેને પરસન થયા, મટયા હૈયુના દુઃખ;
અડસઠ તીરથ ઊપરે, છે સવીયાણુનાં ચરણે સુખ. ૧
સુખ જે સવીઆણુ તણાં, દેવળમાં બ્રાજે દેવ,
પરતીજ પાલાતણા કરે સરનર માનવ સેવ.
કરે સરનર માનવ સેવ, સમરે સૌ સાચને,

---

*પાણુસીણાની કોળણ બાઇને કેરાં વીણતાં ભોરીંગ કરડયો હતો તેણે ધાયે ધાયે સવગણદાદા એમ પોકાર કરતાંની સાથે દાદાએ અતીતના વેશમાં આવી હાથ ફેરવવાથી વીખ ઉતરી ગયું અને પોતે અદ્રશ્ય થઈ ગયા,

તારે દુવારે દુડીઆ, વળગી રહયા વીસવાસને. ૨
વીસવાસે વળગી રહ્યા, કરી લાખા ઉપર લહેર,
પરમાર મનાણા પંચમાં, તારે માથે મહારજની મહેર.
મહેર થકી મહારાજ મળ્યા, તારી લાખા અદકી લાજ;
લખ્યા કુમકુમનાં લાલ તણાં, આલ્યો અમરબોલ અવાજ. ૩
આલ્યો અમર બોલ અવાજ, હરીએ હાથમાં,
પુત્ર ઊકો પાલાતણા, તીના પહોર ગવાણાં પ્રભાતમાં;
તેમ બોટાદમાં ગોકળ ભગતની જે બોલાય,
સત ધરમનો સોજીત્રે સુરાતણા, તારો મેમા ચડોતરમાંય. ૪
તારો મહેમા ચડોતરમાંય, નવેખંડ નીસાણનો,
ચડયો રાજાજીને રંગ, સતગુરૂ સવીયાણનો;
એમ માવજી ધોરાળે માપ, આઠું પહોર ઓળગ કરે;
બાપો ગોવીંદને ઉકો, જપે મહારાજના જાપ. ૫
મુખથી જપે વણામાં ખેતો માજા,
ચડાવ્યું દેવળ ઇંડું સવીયાણને, ધરમની ફરકે ધજા;
ધજા ફરકે ધુનમાં દેવા ભગતે, ખરડમાં ઓળખ્યો દન,
ભગત ચરણે રહયા હીરો, ગોવીંદને ભાવદા,
તીનો કોટવાળ સવાણ કરસન. ૬
કોટવાળ પર કીરપા કરી, તપે તણીયણ ને તેજ,

ગોવીંદ ચીકો ડાયોને ગાંગો, ભલા ભકતના ભાણેજ;
ભલા ભગતના ભાણેજ, જોયાની કરી જગત,
નવાણુવા વરસમાં નામના, બનાવી દેવળની દરખત્ય. ૭

દોહરો.

દેવળ બનાવ્યું ચોરાસી દેશમાં, મારા કવીના સુધારો કાજ,
કવ નીસાણ કાનો કહે, તમારા રહેજો અમરરાજ;

---

૬

આદ્યા પહેલી—(રાગ કેદારો.)

સરસતી શારદા સમરૂ શ્યામ, નીત ભજીએ નારાયણનું નામ;
વાચ ગુરૂની રચના વાચ, મહેમા ગાઈ કળજુગમાંય. સર.
પરથમ ગુરૂને કર્યા પ્રણામ, સતગુરૂ વચને રહયા સવીયાણ;
ગોકળપુરી ઝાંઝરકુ ગામ, વીપર પંખીનો ત્યાં વીસરામ. સર.
ધારણ રાખીને ધરીયાં ધ્યાન, તે પામ્યાં વઈકુંઠનાં ઠામ;
જોત અખંડી ઝાંઝરકે જળે, મુરખ નરનું અંધારૂં ટળે. સર.
એક મને કરતા એરાધ, સાચ સમરે તેને દે છે સાદ.
કમાયુ સાચી જેણે કરીઆ કરી, તે પામ્યા વઈકુંઠપુરી. સર.
જોગ અજંપા જપ્યા જાપ, અલખ નીરંજન બોલે આપ;
દીધા વસ્ત્ર જેણે ગાયુનાં દાન, તે બેઠા વઇકુંઠ વેમાન. સર.

અભીયાગતને આલ્યાં અન, તે પ્રીતે થયા પરસન;
પરમારથનો લાધ્યો નહી પાર, ઓધારી ગુરૂ વરણ અઢાર. સર.
દૃઢ મન રાખ્યું ખાંડાની ધાર, રોમરોમ રહ્યા રણુંકાર;
તખત તરવેણી રહ્યા એકતાર, કાળક્રોધ આણ્યો નહીં અહંકાર સ.
મમતા મારી ચડયા નીરવાણ, સત શબ્દ રહ્યા સવીયાણ.

---

૭

આધ્યા ૨ જી—(રાગ મલાર)

હલ ભીતર જેણે રાખી દયા, સતગુરૂ વચને સવતો રહ્યા;
ભેટયા સવ તેને ભવદુઃખ ભાગ્યાં, વાજાં અખંડ ગુરૂનાં વાગ્યાં. હલ.
નીસા આસણ બેસીને વાતજ કરી, મહારાજ વાંચીનહી કોઈનીબુરી
હેરી ચોરીને કરી નહી હાથ, તેને નવાજયા નીરગુણ નાથ. હલ.
એક નીરંતર રહ્યા અખંડ, ભજન કરી ઉતર્યા બ્રમંડ;
નામે તાર્યો લઈ નરસી, બહુનામી તારી મીરાંબાઈ. હલ.
પીપો અમરીશ ધ્રુ તાર્યા પ્રહેલાદ, ભવીક્ષણને તમે આલ્યાં રાજ;
સુદામાનાં કારજ સીધ્યાં, કનક મહેલ સોનાના કીધા. હલ.
અમર પરચો આલ્યો અવાજ, સામી મારા તાર્યો ભગત ચંદરાજ;
હરિચંદ્ર વેચાણા હાટોહાટ, અગમ ગુરૂના અકળ ઘાટ. હલ.
મોરધ્વજનું વહેરાવ્યું અંગ, સગાળ શેઠની ચાલ્યા સંગ;

મંજારીનાં ઉગાર્યાં બાળ, એવા છો તમો દીનદયાળ. દલ.

પાંડવની તમો પાસે રહયા, લાખોરા ભુવનથી ઉગારયા;
કોટ ભાણનો રાજા કરણ, સવાશેર સોનું દઈ મેલે ચરણ. દલ.

સવીયાણ સમર્યા સતગુરૂનાં નામ, વૈકુંઠપુરીમાં લીધો વીસરામ;
ત્રણ ભુવન ભાંગીને ઘડયા; એવા ભગત આગે ઓધરયા. દલ.

---

૮

આધ્યા ૩ જી–( રાગ વેરાડી )

મરણ તણી વમાસણ કરી, તે પામ્યા સરધા પુરી,
પોતે જઇને બેઠા પાટ, સવીઆણ ચાલ્યા વઈકુંઠવાટ. ૧

વેમાન બેસી ચાલ્યા વઈ, દાસી થઇને તારી દેઇ;
જે સમરે તેને કરશે સુખ, દેયું તણાં મટાડે દુખ. ૨

વશીઅર તણું તમે વાળ્યું વખ, મહારાજ મળ્યા મખોમખ;
બેસી ભાખ્યાને કીધી વાચ, સાબદા થઇને ચાલ્યા સાચ. ૩

સાચ પ્રમાણે વેલા આવશે વઇ, દલની ગુંજદેવાને દઈ;
સૌ સમરે સાંજ સવાર, ઊકા પુત્રને તમારો આધાર. ૪

માને આવી મોટા મીર, પરગટ ઝાંઝરકે જાગતો પીર;
જે જાગે તેને કરસે જબાપ, પંડ ધોવાસે પોતાના પાપ. ૫

પરગટ દીવો છે પરમાણુ, નત નાથનાં ગડગડે નીસાણ;
સવંત અસ્ટાદશ કરીઓ વાસ, વરસ અઠાણુ ને ફાગણુ માસ. ૬
તથ તેરસ ને બ્રશ્પતવાર, પુન્યતણો કેડે રાખ્યો નહી પાર;
નીત્ય જળ ગંગાનાં નાય, ગુરૂ ચરણે મહીમા કાનજી ગાય. ૭
ભગત ગોરાની જાણી પેર, મહારાજ અમુપર રાખજો મેર.

---

૯

આખ્યા ૪ થી-( રાગ સારંગ. )

અંતકરોડ દેવ ત્યાં આવી મળ્યા, ભગત સવો દેવતામાં ભળ્યા;
આધીન થઇ સવો ઉભા રહ્યા, અવીચળ પદ તે પામ્યા.
રૂખી અઠાસી રહયા રીત્ય, પરમેશ્વર પુજીને બાંધી પ્રીત;
પુજ્યા તે નવનધ પામીયા, તેને આવાગમનના ભે ભાગ્યા.
સવીયાણ સવીયાણ ભજે સોઈ, કસ્ટ પામે નહી તે નર કોઈ;
દાન પુન્ય અનજ દેતા, તે ગયા મુખ રામ રામ કતા. અંત.
મોટા નાનાને દેતા માન, ગુરૂ વચને ગાયાં ગનાન;
ફોગટ છે કાયાનો ફંદ, આ અવસર જાણ્યો નહીં
અગનાની અંધ. અંત.
જોબે ગુરૂની વાણ ખાણ જે, તરવેણી ઘાટ સવો ઉતર્યા એ;
ભેટયા ભાબે જીને નવાજ્યા ભેખ, સદગુરૂની તમે રાખો ટેક.

નીરમળ જળ ગંગાનાં નાય, ગુરૂચરણે મહીમા કાનજી ગાય;
ભગત ગોરાની જાણી પેર, મહારાજ અમુપર રાખોમેર. અંત

---

૧૦

મહીમા દાદાનો એ રાગ.

એ વાય વાયરે તમારો મેમા કળુમાંઇ રે,
પીર સવાનો અમર પરચો રે, જગોજગ નઇ જાય. એ ટેક.
પાટ નત પુજારે આવે, ધુપ દીપ થાય રે;
ગંગા જમુનાનો ઘાટ ઘરે રે, નીર નરમળ નાય રે. એ વાય.
આવી ભકતી મેલી અંધો, ગાંઠ ના ગુમાય રે;
હતે છતે હાથ ન કાઢયો રે, પછી પીસ્તાય રે. એ વાય.
પુને અન ધન તે પામ્યારે, જણે જપ્યા રોધવરાય;
સદગુરૂ સાથે બાંધ્યો સનેહરે, આવતા ઉમાયરે. એ વાય.
દાસી જાણી દયા રાખોરે, પાટે લાગું પાય રે;
કહે કાનો સવના સરણે, ગુણ તારા ગાય રે. એ વાય

---

૧૧

સાને માટે ભજતો નથી–એ રાગ.

તેરા દરસનકો મહીમા, સતગુરૂ સામ રે,

આ કાયા જુઠી માયા, દાટ્યું રહી ગયું દામરે. એ ટેક.
આતો કાયા માયા તમે, ઠર રાખો ઠામ રે;
જુગત વીચારી જો જો, નીરભે પદ નામ રે. તેરા. ૧
પ્રીત સતગુરૂકી પાળો, રાખો હૈયે રામ રે;
નેડો બાંધો તમે થૈ નરભે, તારે કેનું કશું કામરે. તેરા. ૨
દલ ભીતર રાખો દયા, ધરો નીસળ ધ્યાનરે;
જુગો જુગ જાણો તમે, મનખો મેમાન રે. તેરા. ૩
બનાવ મહારાજે બાંધ્યો, કાયા ગઢ ગામ રે;
કહે કાનો સવને સરણે, મેંતો ગુરૂકા ગુલામ રે. તેરા. ૪

---

૧૨

(કાયા જીવને કહે છે રે) એ રાગ.

મન વસ કીધારે અનુભવી બોલ આણી,
સવગણ કે સત માનોરે, નજર જીને નાથ તણી. ટેક.
હક મારગ હાલો રે, ભેટાએ સંત ભણી,
સત ગુરૂને શેવ્યારે, હૈયામાં હરખ આણી. મનવસ. ૧
જોર શું કરે જમડા રે, ધીંગો જીને નાથ ધણી;
ભેતો સરવે ભાગી રે, ટકી રાખી ભેખ તણી. મન. ૨
અરસથી આવરે, ઘરે બેઠા રઘ ધણી;

સંતુમાં ચાલે રે, દીયા રાખી દલ તણી. મનવસ. ૩
સદ ગુરૂની સેજ્યું રે, મોજું તમે લ્યોને માણી;
દલ રાખો દરીયા રે, કાઢો કબધની કણી. મનવસ. ૪
કરે અરદાશ કાનો રે, પાળો વાચા પુન તણી;
ભગત સવગણ ભેટયા રે, નીસળ રાખો નામતણી. મન. ૫

---

## પ્રભાતી.

અગમ ખેલ સદગુરૂના આવ્યા, ધરમ પુન્ય બાવો બેઠા ધરી;
પીર સવો જેને પરસન થયા, નમણ કરે છે નરનારી. ટેક.
એક તખતં પર બેઠો અવાજી, ખોજી પકડી દલની ખરી;
અધર થકી દલભીતર આવે,એને નરમળ ઓળખે સંતનુરી. અ.
કોણ છે ઉંચ ને કોણ છે નીચ, રાય રંકની એક સેરી,
ખરી કમાણી જેણે આપે ખોજયા, ડગે નહી દલની ડેરી. અ.
પાંચ તંતકો જામો જમાયો, ઊગ્યો અનુભવ અનેરી;
રોમ રોમ ઘટ રહ્યો છે રમી, તેની પરખ્યા કરે કોઇ સંત પુરી.
કળજુગમાં આવ્યા મોજુ કરવા, આવ્યા પુરૂષ કોઇ અવતારી;
ભગત સવો ઝાંઝરકે ભેટયા, તેને ફેર ચોરાસી નાવે ફરી. અ.

આપડું ધાર્યું કામ નહી આવે, દીના નાથના હાથ દોરી;
કહે કાનો સવગણ સરણે, તારા વદન કમળ પર જાઉં વારી. અ.

---

૧૪

## પ્રભાતી.

તીરથ સાચું ઢુંડીઓ બાવો, સતવંતી સવીયાણ રે;
દલના દરીઆ અનના દાતાર, નીસળ પદ નીરવાણ રે. ટેક.
ગામ ઝાંઝરકુ તીરથ ગંગા, જ્યાં આવે જાય અનેકરે;
ધજા વાલો ધરમની મુહુરત, ઢુંડીઓ કુળમાં ટેકરે. તીરથ.
અંદરા ઓછવ અંત ગણેરા, વાજા છત્રીસ વાય રે,
અઢાર વરણ આવે ઓળગે, પીરને લાગવા પાય રે. તીરથ.
સવા ધરે અન સદાવ્રત, ખલક મલક ખાય રે,
જાદવાણી બાઈ જાચણ ભખ, પરોણાં મેધબાઈ પાય રે. તીરથ.
અનની ભગતી નામનો આધાર, સવીયાણ કરે એની સેવરે;
કાઠીએ વીઠળ પીર કહેવાણા, દેવજી માઝન દેવરે. તીરથ.
જાદવ કળમાં એવો જાણીએ, નવખંડ પ્રાજા જેનું નામરે;
સવા દાદાની છાયમાં, ગોરો કાનો ને ગંગારામરે. તીરથ.
સુરાણી ને સતનો ટેકો, હરીયે ગ્રાહેલ હાથ રે;
સવાને પરસન થયા, નવ નાથું માંયલા નાથ રે, તીરથ.

ગણુ પ્રભાતી કાનો ગાયા, સવનાથની કરૂં હું શેવ રે;
દયા કરી મારાં દુઃખડાં ટાળ્યાં, દીનબંધુ છો દેવ રે. તીરથ.

---

૧૫

ગરબી ૨ ્લી. (રાગ ધોળ.)

સમરૂ સરસતી માતા સારદા, આપો વેદ-ભેદ મુખ વારતા;
ગુણપત ગાઈ હરીનાં ગીત, ચાલો સંતો ઝાંઝરકે. ટેક.
કલ્પવૃક્ષ નાથનાં દરશન કરશું, સુરતી બાંધી રાખો સદાસવસ્યું
જેણે ધરયાં હરી સાથે ધ્યાન, ચાલો સંતો ઝાંઝરકે. સમરૂ.
મુખે મુગતી દરશન ફળ માંગીયે, તનમન ગાળી આપું તાગીએ;
એમ થાય જીવને ઓધરાગત, ચાલો સંતો ઝાંઝરકે. સમરૂ.
વાસે કાસે સાસે રહયા વળગી, એમની ભે ભ્રમણા બેડી ભાંગીરે;
તેને અખર અમરપટો થાય, ચાલો સંતો ઝાંઝરકે. સમરૂ.
કરી બંદગી સાચની કીયા, તખત ત્રવેણી તે નર તરીયા;
તેના નામ પહોંચ્યા નીરવાણ, ચાલો સંતો ઝાંઝરકે. સમરૂ.
ત્યાંતો વાજા અનહદ વાગીયા, જેણે મારી મમતા આપુ તાગીયા;
નત ચડે નાથનાં નીશાન, ચાલો સંતો ઝાંઝરકે. સમરૂ.
દ્રષ્ટ કમળ દલે રાખી દયારે, એતો થર મન રાખી મોટા થયા;
તીને વણંદ સાચો વહેપાર, ચાલો સંતો ઝાંઝરકે. સમરૂ.

ત્યાંતો ઊંચ નીચનો એક આરો, તમે ધણી સવગણ સાચા ધારો;
ત્યાંતો આવે છે વરણ અઢાર, ચાલો સંતો ઝાંઝરકે. સમરૂ.
બેઠા અંતરમાં કરે બંદગી, કરે અરદાસ પંડ્યો કાનજી;
મારો વડા ચરણે હોજો વાસ, ચાલો સંતો ઝાંઝરકે. સમરૂ.

---

૧૯

ગરબી ૨ જી. (રાહ ધોળ.)

પીરનો પરચો પાટ પુજા ધણી, ધન ધન કમાયું મોટા ધણી;
વાસે કાસે સાચે કરયો વહેપાર, ઝાંઝરકે પીર જાગતો. ટેક.
ભ્રાત ભાંગી ભવોભવ ભ્રમતણી, દ્રષ્ટિ બાંધી સાચા એક ધરમતણી;
ધરમની ફરૂકે ધજાય, ઝાંઝરકે પીર જાગતો. પીર.
ચડે ધુપ પાટ સવીયાણનાં, ત્યાં તો નમણ્યું કરે છે નારાણને;
નત વાગે નોબત નીશાન, ઝાંઝરકે પીર જાગતો. પીર.
ઓળખ્યા સતગુરૂના અવાજને, મળ્યા અંગોઅંગ મહારાજને;
વઈકુંઠમાં જેણે કરીઓ વાસ, ઝાંઝરકે પીર જાગતો. પીર.
લીધાં સંત ચરણામ્રત થયા રાજી, કરે અરદાશ પંડ્યો કાનજી;
મેરૂં કરો મુ પર મહારાજ, ઝાંઝરકે પીર જાગતો. પીર.



૧૭

## ગરબી ૩ જી.

ચાલ્યા આવે ઝાંઝરકે સંત, ગાતા ગીરધારી;
પીર કળજુગમાં પુજાય, આવ્યા અવતારી. ટેક.
તારી ઓળગ કરે સૌ આશ, સેવા સંસારી;
જેને સાચ મળ્યા સતગર, તેને લીધા તારી. ચાલ્યા
રથા હરી ચરણે હજુર, મમતા મારી;
પીર પીરાણે થયા પરશન, બાપ બલહારી. ચાલ્યા
જે કોઇ જપે હરીના જાપ, વચન વીચારી;
જેને સનમુખ મળ્યા સવીયાણ, મળ્યા મોરારી. ચાલ્યા
વાલે વઈકુંઠમાં દીધો વાસ, સર્વે સુધારી;
પીપો ધ્રુ અમરીશ પ્રહેલાદ, તેને લીધા ઓધારી. ચાલ્યા
આવી પાટને લાગે પાય, નમે નર નારી;
ગુરૂ પરતાપે કાનજી ગાય, તમો પર વારી. ચાલ્યા



૧૮

## ગરબી ૪ થી.

મુને સુખ દીયો સવગણ, અવીગણ ટાળો.
મારી દેહીનાં મટાડે દુખ, ઝાંઝરકા વાળો. ટેક.

નશે હાલ્યો આવે નોર, વધો આવે વાટે,
આવી નમણ કરે નરનાર, પગે લાગે પાટે. મુને સુખ.
એવી અધર ગાંઠડી એક ચલાવી સધારી;
તુંને આવી નમે ઉમરાવ, મોટા બ્રજધારી. મુને સુખ.
ખાવા પીવા દરખત ભલી મજાયું;
વાગે ઘંટ સીંગી ઘડીઆળ ફરકે ધજાયું. મુને સુખ.
કરી લાખો ઉપર લહેર, મહેર ધણી મોલે;
અમો વળગી રહયા વીસવાશ, બાવાજીના બોલેરે. મુને સુખ.
તારો ટુંડીઆ ભારે તોલ, માફ કરો અવગણ;
ગુરૂ પ્રતાપે કાનજી ગાય, સનમુખ બાળ્યા સવગણ. મુનેસુખ.

---

૧૯

ગરબી ૫ મી.

ચાલો ચાલો ઝાંઝરકે જાઈ, ગુણ સવા દાદાના ગાઈ. ટેક.
નીસાણને નેજા ફરકે, દીઠે હૈડાં માનવનાં હરખે;
સવો સકળ ભુવનના શ્યામ, સઊ સંત કેરા વીશરામ. ચાલો
વાય વાય ગુરૂતારો મહેમા, સાચાસાદ આવો છો સામા;
ઉંચ નીચનો એકજ આરો, દીસે મેડી મોહોલ દુવારો. ચાલો
જોડે જોડે બેસી સઊ જમે, સીસનાંમી મોટા ભુપ નમે.

કરી બંદગી સાચની કીયા, આગે અગે એમ ઓધરીઆ. ચા.
જપ્યા નામ ગુરૂનાં જુગતે, ભલો ભેખ ભજાડયો ભગતે;
અમર બોલ ગુરૂના અવાજ, મળ્યા અંગો અંગ મહારાજ. ચા.
તીમીર ભાંગી ઊઘડયાં તાળાં, ઘડી પહોર વાગે ઘડીઆળાં;
ગાળી મંદરમાં લીધી ગફાયું, ધરમતણી ફરૂકે ધજાયું. ચા.
અન પનનાં નહી કોઇ અંકા, દેશ દેશ સવાના ડંકા.
સઉને સવાદાદાની છાંયા, ગુરૂ પરતાપે કાનજી ગાયા. ચા.

---

૨૦

ગરબી ૬ ઠી.

ઝાંઝરકે જાઈ જાતરા, સંતુના દરશન કરીએરે;
મોહજાળ માયાનું જાળ છે, તમે તારો તો અમે તરીએરે. ટે.
સત વચનની સાનમાં, સદગુરૂને નીત્ય સમરીએરે;
સદાય ભગત સવીયાણને,ઓધાર આલ્યો એક હરીએ. ઝાંઝર.
હેરી ચોરી ને હરામી, દેખીને આપણ ડરીએ;
વાલોશ રાખો વાલપનો, એ ધ્યાન ગુરૂનાં ધરીએરે. ઝાંઝરકે.
તારે અમર બોલ અવાજને, એ વીઠલવરને વરીએરે;
કુડકપટને દુર કરી, પાપ જુઠ પરહરીએરે, ઝાંઝરકે.
બળ થકી ન બોલીએ, કાંઈક ગુરૂવડે ઓધરીએરે;

કુભજ્યા કારણ કેયું હશે, કાંઇ ઠાર્યા હોય તો ઠરીએરે. ઝાંઝરકે.
દીયા પુન્ય ન દાન વીના, ફોગટ ફેરો ફરીએ રે;
ગુરૂ ચરણે ગાયા કાનજી, કાંઇ ખરી કમાણી કરીએરે. ઝાંઝ.

---

૨૧

ગરબી ૭ મી.

ભગત ભીડયું ભાગોને ભ્રમાતણી,
રામ મેરૂં કરોને રળીયામણી રે. ટેક.
ગામ ઝાંઝરકુ નામ અમરે કર્યું,
સવાના દરશન કરવા મન સંચર્યું રે. ભગત. ૧
એક તખત ગામ ઉતેળીયું,
*ઘાત કરવા ઢેઢે વખ ઘોળીયું રે. ભગત. ૨
સવાનું નામ લેઇને વખ ચાખવા,
એ પીર સાચો હો તો આવે રાખવા. ભગત. ૩
ઝેર પીને સુતો સમી સાંજમાં,
તેનું મનડું બાંધ્યું છે મહારાજમાંરે. ભગત. ૪

---

*ઉતેળીયા ગામમાં એક ભગતે મહારાજના સાચનો પરચો જોવા માટે સાંજના સમયે વખ ઘોળી પીને સુતો અને કહ્યું કે પીર સાચા હશે તો મને આ વખમાંથી ઉગારશે તે વખતે નામનું સમરણ કરવાથી વીખ ઉતરી ગયું અને બેઠો થયો.

પીર આવી પહોંચ્યા ને વીખ ઉતર્યાંરે,
સમરણ સવા દાદાનાં સાંભર્યાં રે. ભગત. ૫
સવાને જ્યારે સમરે ત્યાં જાય છે,
તમારી ગરબી કાનજી પંડયો ગાય છે રે. ભગત. ૬

---

૨૨

ગરબી ૮ મી. ( રાગ ઉપરનો )

ચાલો જઈ ઝાંઝરકામાં સવછે,
પાએ લાગોને મોટા પુરૂષ છે રે. ટેક.
સવો સકળ ભુવનના શામ છે રે,
વીસવાશી સાધુનો વીસરામ છે રે. ચાલો.
દળ આવે રાવણ દુજે દલમાંરે,
પાજ બાંધી સીતા વાળી પળમાંરે. ચાલો.
મથુરામાંતે કંશને મારીયોરે,
અગનમાંથી પ્રહેલાદને ઉગારીયો રે. ચાલો.
સવાને જ્યારે સમરે ત્યાં જાય છેરે,
તમારી ગરબી કાનજી પંડયો ગાય છેરે, ચાલો



૨૩

( ગરબી ૯ મી ( રાગ ઉપરનો )

કોઇ હુંપત મેલીને હારશેરે,તેને બાંય ગ્રહીને વાલો તારશેરે. ટે.
હાર્યા તે રહ્યા હરીને ચરણેરે,તેને અનાથનો નાથ ઉધારશેરે.
ભક્તિ કરે અહંકારમાં ભુલશેરે,પછી સાચે પડયા સંભારશેરે.
માત પીતાનું કહેણુ ના માનેરે,પછી પાછળથી વીચારશેરે.
ગુરૂ પરતાપે કાનજી ગાયછેરે, તેનાં સતગુરૂ કામ સધારશેરે.

---

૨૪

ગરબી ૧૦ મી. ( રાગ ઉપરનો )

સેવો ભગત સવીયાણને,મને મળ્યા અંગોઅંગ મહારાજ. ટેક.
કરોડ અપરાધ કરમ બહુ કીધા,બરયા નહીં જીવના કાજરે. ૧
કટમ કબીલાનીકુડી કુડી માયા,કોઈ આવે નહીં તારી કાજરે. ૨
નગારા નોબત નેજા ધારી, છોડી ચાલ્યા સહુ રાજનેરે. ૩
હરી ભજયો નહી હો તું લોહણુ,લોપી લાજ મરજાદને રે. ૪
ગુરૂ પરતાપે કાનજી ગાય છે, તેના સત ગુરૂ કામ સધારશેરે. ૫

---

૨૫

રાસ ૧૧ મો.

સરસતી માતા સારદા, લાગુ લંબોવર પાય;

સારા અક્ષર મુને આપજો, સમરૂ રઘુપતી રાય. ટેક.
ઝારણીનો મેળો ઝાંઝરકે, સઉ લોક જાતરાએ જાય;
સૌંકો નમે સવીઆણને, પાટને લાગે પાય. ઝારણી.
જમાડે રમાડે જુગતે, ત્રણે મેવાનો એકતાર;
ચોખા ઘી ગોળ સંતને, ઉપર ઘીયુંની ધાર. ઝારણી.
આઠુંતે પહોર ઈના આંગણે, ભર્યો અનનો ભંડાર;
ઉતમ મધ્યમ કરે ઓળગું, આવે છે વરણ અઢાર. ઝારણી.
ઝંડા રોપ્યા ઝાંઝરકે, ગોકળપુરી છે ગામ;
આલે ઉલટ અવાજમાં, નીસળ પદ ગુરૂનાં નામ. ઝારણી.
આણે સમે પરણુ ઓળખ્યા, પરચાનો નહી પાર;
તારણ તરણ છે ટુંડીઓ, આગુનો અવતાર. ઝારણી.
ઝાંઝ પખાદ ત્યાં ઝણઝણ, સંખ તંબુરા સતાર;
પલ સાંઝે પ્રભાતમાં, ઝાલરનો ઝણકાર. ઝારણી.
જ્યોત અખંડી ઝાંઝરકે, પરગટ દીવો પરમાણ;
ધરમશાળામાં ધણણ, નાથનાં ગડે નીસાણ. ઝારણી.
ભજન કરો તમે ભગતનું, જપો અખંડી જાપ;
દરસન કરો ઈમની દેઈનાં, પંડનાં છુટીએ પાપ. ઝારણી.
વચન ગુરૂનાં વંદીએ, સતગુરૂ સરજણહાર;
પરણુની રાખો પરતના, તખત તરવેણી એકતાર. ઝારણી.

કાળ ક્રોધ ને કાળીંગો, નહીં વડાને વહેર;
કુંપત મેલીને હારશે, તીને લીલા અખંડ લહેર. ગ્નારણી.
હેતે ભજ્યા નહી હરીને, તેનો એળે ગયો અવતાર;
તેને જમના કંડમાં નાંખશે, ઉપર મોધરીયુંના માર. ગ્નારણી.
વારે પરબે નહીં વાવરે, દીને કોઈ દીતવાર;
પીયુને સંતાપે પાપણી, નફ્ટ ઘરમાં નાર. ગ્નારણી.
તેનાં આવી મળે પાપ, એટલાં દુખ દભજ્યા ને દેઈ;
ભારા બાંધ્યા ભુંડપના, વહેલો મરશે વઇ. ગ્નારણી.
અલખ પુરૂષ જેણે ઓળખ્યા, ઓળખી લીધા અવાજ;
વીસવાસીને નહી વેગળો, મોરલીવાળો મહારાજ. ગ્નારણી.
નમી ગમીને બોલે નર તે, તેને શોક નહીં સંતાપ,
સુકળવંતી જેને જાણીએ, પીયુને પુજે પ્રભાત. ગ્નારણી.
શ્રી વીસંભર જેણે સેવીઆ, ઈશ્વરનો આધાર;
એને દહીં દુઝણું દીકરા, પુત્ર ધન પરીવાર. ગ્નારણી.
દામ પૈસો દોકડો, રળે મરને દન રાત;
પડયું રહેશે એક પલમાં, સરગમાં નાવે સાથ. ગ્નારણી.
ધરમ પુન્ય કરો તમે, ધારણે રાખો વાલાશું વસરામ;
સાથે આવે તેને સરગમાં, નીસ્ચે ગુરૂનાં નામ. ગ્નારણી.
ભગત તાર્યા સહુ ભેખમાં, ઠાલો નહી કોઈ ઠામ;

ભગત સવાને ભેટતાં, ધારજો મોટું ધામ. આરણી.

બાનાની લાજ રાખે બળીઓ, દાસનદો હરી દાસ;
જે સીખે કોઈ સાંભળે, વઈકુંઠમાં તેનો વાસ. આરણી.

સરણે રથા સવીયાણનાં, પંડનાં પરાસત જાય
રાસ મહારાજનો રંગમાં, ગુણ પંડયો કાનજી ગાય. આરણી.



૨૬

પંડયા કાનજીની બનાવેલી પંદર તથી.

પડવે તો પહેલી દીધી પરતીજ,
જાદવરાય તમ સામું જોતી;
વાલા સાંમી બાંધી મારી વરતી,
આવો હરી મંદરીયે મારે. ૧

બીજે હરી બહુનામી બાળા,
પ્રભુ તમે બહુ કરીયા ટાળા;
ગોપી વર આવોને ગોવાળા,
આવો હરી મંદરીયે મારે. ૨

ત્રીજે મારાં ચીર લીધાં તાંણી,
વાલાજીના બોલે બંધાણી;

દહી મહી નાંખ્યા જે દાણી;
આવો હરી મંદરીયે મારે. ૩
ચોથે કરૂ શેવા સંભારી,
વાલા કાંઈ જો જો વીચારી;
મેરૂં મુંપર કરજો મોરારી,
આવો હરી મંદરીયે મારે. ૪
પાંચમે પરદક્ષણા દીધી,
કુડી સાચી વાતું બહુ કીધી;
ધીરજ ના સાચી ના દીધી,
આવો હરી મંદરીયે મારે. ૫
છઠે કરૂં છતરની છાયા,
વાવલીયા ચાર દશે વાયા;
મોહન તારી મીઠી લાગે માયા,
આવો હરી મંદરીયે મારે. ૬
સાતમે સાયર લીધો સોસી,
વાલો મારો વનરાવન વાસી;
દુબળ હું તો બહુ કાનું શું દાશી,
આવો હરી મંદરીયે મારે. ૭
આઠમે અંતરમાં ઉભા,

કીમ ઉપડે સામી જીભા;
એવી તારા મુખડાની સોભા,
આવો હરી મંદરીયે મારે. ૮
નોમે.હરી નૌકળ જઈ નાથ્યા,
ત્રણ ભવન કરે તારી તથ્યા;
વાલા વીના સર્વે વાતુ મીથ્યા,
આવો હરી મંદરીયે મારે. ૯
દસમે દસ ધરીયા અવતાર,
નજરે ભાળ્યા નીરંજન નીરાકાર;
પ્રભુ તારો લાધ્યો નહીં કાંઇ પાર,
આવો હરી મંદરીયે મારે. ૧૦
એકાદશી વ્રતજ અખંડ ધાર,
ભવોભવ તમે હજો ભરથાર;
વહેલા આવો બહુ લાગે છે વાર,
આવો હરી મંદરીયે મારે. ૧૧
બારશે જઇ ઉભા બારા,
આવ્યા ગ્યાના મટયા નહીં ઉધારા;
કાને હરી અવગણ શા અમારા,
આવો હરી મંદરીયે મારે. ૧૨

તેરસે તન મન ધન તારૂં,
સુતાં બેઠાં વાલાને સંભારૂં;
વાલા બીનાં સર્વે લાગે ખારૂં,
આવો હરી મંદરીયે મારે. ૧૩
ચૌદશે સતગુરૂ જુવો સામું,
વાલા થકી દુખડલાં વામું;
પ્રેમ પદ પ્રભુથી પામું,
આવો હરી મંદરીયે મારે. ૧૪
પુનમે પીયાલો પાયો,
લેર મેર લાલનજી લાયો;
ગુણ પંડયો કાનજી ગાયો,
આવો હરી મંદરીયે મારે. ૧૫

---

૨૭

## સ્તુતી રામચંદ્રની ચાલ પધરી.

અયોધ્યાથી ચડયા રામ કરવા જગ સંગરામ,
યુદ્ધતો માંડયું જોરાણુ નોબત્યું ગડે નીસાણુ. ૧
રામે તો મેળીયાં રીંછ ભજવાળા કાળાભીસ,
જગપતી ચડે જીમ લંકાપતી લેવા ઇમ. ૨

અઢાર ખોણી પદમ દળ લઇ ચાલ્યા રામચંદર,
બાવરા ભાંવરા બોલ ખનુ હનુમાન ખેલ. ૩
ઘુઘરા પાખરા ઘેર ફરૂકે નેજા ત્યાં ફેર,
જાગડદા ત્યાં જોધ જડે અલેકોટ લંકા અડે. ૪
ગાગડદા નગારાં ગડે સેન રામચંદ્રની ચડે,
ખળકયાં નદીરાં નીર નવે કોટ ચડયાં નીર. ૫
સાયર ઉતારી સૈન્ય અટકયા જોધા અનેક,
સળકયા ખળકયા શ્યામ લંકાંમેલી પરલંકાં પડયા હનુમન.
ઠાગઠગા મારી ઠેક વાંદરા ચડયા વમેક,
હાક બુક વાગી હંક ધકાધકી લીધી લંક. ૭
રામચંદરે સાંધ્યાં બાણ રાવણને થયાં જાણ,
રાવણ રાખ્યો રંગ ચડયો મનોવરી કંથ. ૮
અંતબળી જોધા એવા, કુંભકરણ ભાયું જેવા;
ધજા ભજા આયુધ ઇચ, જોધા મળ્યા જગ ઇમ. ૯
લખણ સાંધીઆં બાણ, ભમરમાંથી વીંધ્યા પ્રાણ;
દશ મુસતક વીસ ભજા, છેદી રામચંદ્ર વળ્યા. ૧૦
ભવીક્ષણ થાપ્યો ભાઇ, રામની ફેરી દુવાઇ;
ભડલડે લખણ ભાઇ, મનોવરી આવી મળી. ૧૧
રામચંદ્ર સીતા વાળી, વળ્યા તે અયોધ્યા ભણી;
કરજોડી કાનજી કહે, દેવ દત તમને દહે રઘુપત ચરણ રહે ૧૨

૨૮

## ગરબો માતા બહુચરાજીનો. કાનજીનો બનાવેલો.

સુદ્ધ બુદ્ધ આલો બાઇ સારદારે લોલ,
તારી સકળ ભુવન કરે સેવનારે લોલ.
જગ પહેલાં બાઈ જાણીએરે લોલ,
માતા અમુપર મહેર આણીએરે લોલ. ૧
તારા છંદ બાઈ ગાઈ શોભતારે લોલ,
દેદાર કરે સૌ દેવતારે લોલ. ૨
જળે અખંડ જોત જગતમાંરે લોલ,
તારા પાયે નેવર રૂડાં ઓપતાંરે લોલ. ૩
કંકુની ભાલે સાઈ કેશરીરે લોલ.
તારી બેઠક રૂડી મા બહુચરીરે લોલ. ૪
વાણી સકોમળ નરમળીરે લોલ,
તમે ઓઢી શરીરે સુંદર ચુંદડીરે લોલ. ૫
ઉલટ ઉમંગ દીસે અંગમાંરે લોલ,
માતા બહુચર બીરાજ્યાં બહુ રંગમાંરે લોલ. ૬
તારી સેવા કરૂ પાય લળી લળીરે લોલ,
તને સોયે સેંથો ને ઉપર સાંકળી રે લોલ. ૭
તને ધમક નેવર પાય ઘુઘરી રે લોલ,

તને તપે લેલાટ રંગ ટીલડીરે લોલ. ૮
તારે રંગ રૂપ દીસે ઘણું રે લોલ,
તારે ગળે હાર કઈ ગોફણોરે લોલ. ૯
નવે નધ નામ દીસે નરમળું રે લોલ,
તારે ઝળકે જાલ ઉપર ઝુમણું રે લોલ. ૧૦
તારે નાકે મોતીડું દીસે નથમાં રે લોલ,
બાઇ ત્રણ ભુવન તારા હાથમાં રે લોલ. ૧૧
બરાજે ચુડોને ઉપર બંગડીરે લોલ,
પહેર્યા સોળ શણગાર રંગ ચુંદડી રે લોલ. ૧૨
તારા પારે આવીને પાએ પડે રે લોલ,
તારે ચાચરે અજા ને પાડા ચડે રે લોલ. ૧૩
જાણીએ પરચો આ જગતમાં રે લોલ,
તેં કુકડા બોલાવ્યા બાઇ ઘટમાંરે લોલ. ૧૪
ડમરો મરવો સોઈ મોઘરો રે લોલ,
તને ચડે ચંપો ફુલ કેવડો રે લોલ. ૧૫
તને અવલધુપ બાઈ આંગણે રે લોલ,
આવી વાંઝીયે પુત્રના બાંધ્યાં પારણાં રે લોલ. ૧૬
તારાં વળી વળી લઉં વારણાં રે લોલ,
તારી ધજા સામી બાંધી ધારણારે લોલ. ૧૭

મુને સુધ અક્ષર આલો બાઇજી રે લોલ,
માતા કરે અરદાશ પંડયો કાનજી રે લોલ. ૧૮



## ગામ માળોદના બ્રામણ.

### પંડયા નથુનું બનાવેલું ભજન.

૨૯

( આજ મારે પ્રેમે પ્રગટયા—એ રાગ. )

સવગણુ સીધ્યારે સાધુ, વાય ગુરૂજી તારી વાડી રે. ટેક
એ વાડીમાં જે કોઇ આવે, તેની બેડી પાર પડેલ.
જમ તણું જીને ન મળે જોખમ,
મારા ગુરૂજીના નીસાણુ ગડેલ. સવગણુ. ૧
સિધા મારગ સવગણુ ચાલ્યા,
આડિ નહી અજાડી;
પુન્ય ધરમના પોટલા બાંધ્યા,
તેના કોઈ ન સકે પાડી. સવગણુ. ૨
નિમ ધર્મની બાધિ નીકું,
સત ધરમનો.સીસો;

મહારાજ સવગણ ત્યાંના માળી,
તેમને વાડી તણો વાલેસો. સવગણ. ૩
ધરમ આધારણ તમે અવતરીયા,
ગુરૂ જળહળ જોત જગાડી;
મહારાજ ઉંડા ધરમની સુરત,
તેમનાં દરશન કરવા દાડી દાડી. સવગણ. ૪
ગતની વાડી તેમાં રે ગનાંન ગુંજારા કરે,
રૂપ હેકે નહી રજાડી;
ગુરૂ પરતાપે નથુ ગાયો,
તમે ભવ આલ્યો ભજાડી. સવગણ. ૫

૩૦

મનવસ કીધારે અનુભવી બાલ આણી. એ રાગ.

કાનો કેણ ન માને રે, ગોવાલણ ધેર કરી;
સીંકેથી ગોરસ રે, વાલો મારો ખાય છે ફરી. કાનો કેણ. ૧
છાશ શાંની કરીયે રે, ગોરસ મારાં ખાઇને ગયો;
અળવીલો થયો છે રે, રાજાનંદ તારો છેયો. કાનો કેણ. ૨
અળવ્યુ બહુ કરે રે, આંગણીયે આવી આવી;
માટ બાર ફોડે રે, ઘરમાંથી લાવી લાવી. કાનો કેણ. ૩

જસોમાને કહીયે રે, જસોમાતા જુઠું માને;
મારાં મહીડાં ખાધાં રે, માતાજી તારા કાને. કાનો કેણ. ૪
કાન અળવું ન કરીયે રે, ઓળંભા નીત્ય આવે;
ચાળાગરો થયો છે રે, વ્રજનારી એમ કાવે, કાનો કેણ. ૫
વ્રજ ખોટું બોલી રે, માતાજી અહીં આવી;
વ્રજ આંહી આવે રે, તારે મુંને મુંકા કાવી. કાનો કેણ. ૬
મુખો મુખ થાઇ રે, કામન કેશી વાત કરે;
તું મા મુખ આગળ રે, એમાં કુનું સાચ તરે. કાનો કેણ. ૭
ગોવાળો ને ગોપી રે, મખોમખ ગયાં છે મળી;
ગુણ નથુ ગાયો રે, લાગુ પાયે લળી લળી. કાનો કેણ. ૮



૩૧

પંદર તથું. ગરબી ૩ જી.

સખી પડવે તાણા દીન પુછી રે,
દીનાનાથ તુમારી દાસી રે. ૧
સખી બીજે કરશનજી બાળા રે,
મારા ચીતે લગાવ્યા ચાળા રે. ૨
સખી ત્રીજે તે રંગે લીધી તાળી રે,
મારા વાલાને રાખું વાળી રે. ૩

સખી ચોથે ચાંદલીયો સેંથો રે,
ગળે હાર બાંધ્યો મુને ગમતો રે ૪
સખી પાંચમે પાલવ પહેરી રે,
વ્રજ નીકળી રમવા બારી રે. ૫
સખી છઠે તે મન મારૂં છળીયું રે,
હરીના દાંત દાડમની કળીયું રે. ૬
સખી સાતમે શ્રીરંગ સોતી રે,
ગોકુળમાં રમે કાન ગોપી રે. ૭
સખી આઠમે કાન અવતરીયા રે,
દસ દેશે હુરંડ્યા દરીયા રે. ૮
સખી નોમે તે નારી નમણી રે,
પાયે ઝાંઝર ઝમકે પદમણી રે. ૯
સખી દસમે દરપણ મુખ જોતી રે,
માથાની વેણુ મીઠાં મોતી રે. ૧૦
સખી અગીયારસે અંતરજામી રે;
બેઠા થાવ બોલાવે છે બાની રે. ૧૧
સખી બારસે બળરાય ચંપ્યો રે.
કાળીનાગ પાતાળેથી કંપ્યો રે. ૧૨
સખી તેરસે રૂપ તમારાં રે,

ઓધા આંવ્યાં જમુનાના આરા રે. ૧૩
સખી ચૌદસે ચોદસ નાળું રે,
મારા વાલાને નૈણે નીહાળું રે, ૧૪
સખી પુનમે પંદર તથું વાંચી રે,
નથુ પંડયો ગુરૂની દાસી રે. ૧૫



૩૨

## પ્રભાતીયું ૪ થું.

એ સવારે એક નામ સવગણ, ભજું હું ભાવે કરી;
કુડ કપટ ને દ્રસ્ટી કુડી, તમે પાપરી ટાળો પરી. એ સવારે.
પીર સવગણ આપ પોતે, જોત્ય પાટે જળહળે;
દેવનાં દરશન કરવા, માનવી મેળે મળે. એ સવારે.
અનરા તે ઓાછવ દેગ અનરી, ચરૂ અનના નત ચડે;
તમારે દુવારે દુંડીયા, બાવા નાથરી નોબત ગડે. એ સવારે.
ઉત્તમ નીરમળ મન ઉજળ, ધજા ફરકે ધરમની;
નાથરા નીસાણ વાગે, ભ્રાંત ભાગે ભ્રમની. એ સવારે.
ઉત્તમ મધ્યમ કરે ઓાળગ, પીરનો પરચો ખરો;
સવનાથના પ્રતાપે નથુ, ગાય છે કીરપા કરો. એ સવારે.



૩૩

### પ્રભાતીયું ૨ જું.

રામને ભજો રે સીતા રામને ભજો,
રામજીનું નામ લીધે ભલો છે મજો. ૧
રામજીનું નામ નરસીંહ મેતે તો લીધો,
મંડળીક મારતો તે દી હારલો દીધો. ૨
રામજીનું નામ મીરાંબાઇએ ત્યાં લીધું,
વખડું મટાડી વાલે અમરૂત કીધું. ૩
રામજીનું નામ ભજો ખટક રાખી,
રામજીના નામ વડે જોત્ય ન થઇ ઝાંખી. ૪
રામજીનું નામ ભજું મારા ગુરૂની છાંના,
ગોરા પ્રતાપે ન: ગાયા, ફરમાના ત્યાંના. ૫

---

## શ્રી સરવાળના ગરાસીયા રાજાજી દાદાના શિસ્ય.

### ગરબી ૧ લી.

૩૪

વાલો વાડી તણો વીસરામ, સવો સતરાયો,
ઇને અડસટ તીરથ આંઈ, ધરે બેઠાં નાયો રે, વાલો ૧

આભયા નખેતર માંઇ, જનુનીયે જાયો રે;
ઈની ગળહુતીમાં ગોવિંદ, પ્યાલો ભરી પાયો રે. વાલો ૨
તારે લખીયા છઠીના લેખ, વઝંતાયે વાયો રે;
તારે કરમે લખ્યો કીરતાર, મહારાજ મંડાયો રે. વાલો ૩
તુને સાચા મળ્યા સતગુરૂ, વચન સુણાયો રે,
તાળી લાગી ત્રીકમ સાથ, અગમ ઘર પાયો રે. વાલો ૪
તમે નીરચે જાણો નિરધાર, અવતારી પુરૂષ આયો રે;
તારી કીરતી કળજુગ માંય, રાજાજીયે ગાયો રે. વાલો ૫

---

૩૫

આ ભજન બાવા હિરદાસ રહેવાશી વાસણાના

( રાગ પરજ.)

સવૈયા નાથનાં રે સમરણ કરજો,
જપજો નરને નારી રે જી;
નિરમળ નામ લેજો નાથ નારાણનાં,
ભે મટી જાય સર્વે ભારીરેજી. ૧
જીને જોઇ તીને તેવું આલે,
સૌદા માગે સંસારી રે હોજી;
દુધ પુત્રને દિકરા આલે,

વાંઝિયાના વિસ્તારી રે હોજી. સવૈયા. ૨
વનરે વગડામાં કોળણુ કેરાં વીણતી,
ભોરીંગ ડસીયો ભારી રેજી.
અતિતરૂપે મારે દાદે વખ વાળ્યાં,
મરતી અબળા ઉગારી રેજી. સવૈયા. ૩
છતર સીંગાસણુ શંભુજીની સેવા,
નીર ગંગાજળ ઝારી રેજી;
પાટ ચંદરવા સોભતા બાંધ્યા
નમણુ કરે નરનારી રે હોજી. સવૈયા. ૪
મેરૂં કરીને જ્યારે મોટા ધણી મળીયા,
મંદીર પધાર્યા મોરારી રેજી;
ગુરૂ પરતાપે ગાય બાવો હીરદા,
તમારાં ભજન પર જાઉં વારી રેજી. સવૈયા. ૫

---

૩૬

ભજન રાગ ઉપરનો.

ગામ ઝાંઝરકુ ભગત સવગણુ,
પરચે બેડીયું ભાંગીરે હોજી.
આસન વાળીને બેઠા બાવોજી,

નામની નોબત્યું વાગી રેજી. ગામ. ૧
ઉનમુની ધ્યાનને અધર છે આસન,
જ્ઞાનની ગોદડી બિછાવી રેજી.
કરીયાના પુરા બાવો હરીના હજુરી,
જાપ જપ્યા છે વીચારી રેજી. ગામ. ૨
આગળ સાધુ અનેક ઓધાર્યા,
માયા મમતા ત્યાગી જી.
રાજ અમરસીંહ છતરપતિ સુબા,
એમણે મુક્તિ માગી રેજી. ગામ. ૩
બાવો બીજલદા બહુ જ્ઞાની,
નામ ભજનમાં રાજી રેજી.
તુલસીદાસ આગળ જેણે હાડ હોમ્યાં,
તનડામાં તાળીયું લાગી રેજી. ગામ. ૪
ઉગ્યા સુરને ભયાં અજવાળાંરે,
નાથની ધુણીઓ જાગી;
ગુરૂ પરતાપે ગાય બાવો હીરદાસ,
તનડામાં તાળીયું લાગી રેજી. ગામ. ૫



૩૭

## ભજન ૩ જું.

સવગણ ભલે પરગટયા, દીઠા અવલીયા અવતારી. ટેક.
પરગટ પરચો છે તુમારો, નામને બલીહારી;
જળહળ દેવળ ધજા ફરકે, છડીદાર ચોધારી. સવગણ. ૧
પ્રેમતણા જેણે પટા લખાવ્યા, સતગુરૂને બલહારી;
બે સધળો સરવે મટી જાવે, નીરમળ કાયા તારી. સવગણ.
ગુરૂ ગ્યાનકા ભર્યા ખજીના, વખત વેદના વારી;
નુર તખત પર નામ તુમારા, અખરે કોઇની કારી. સવગણ.
છડી છાપ છે રાજાજીને, ભગતુંમાં બલીહારી;
ગંગા રામને ગોરો કાનજી, કાનદાસ મદારી. સવગણ.
અખુટ લીલા ઉકા ભગતની, લાખો ભગત ભંડારી;
નીત્ય ઝંકોળા સંતના, એવા પાટના પુજારી. સવગણ.
ઉંચ નીચને ઉત્તમ મધ્યમ, સૌ સમરે સંસારી;
દુ:ખનો ભંજન દીયાજ પાળણ, એવી કળા તુમારી. સવગણ.
ગુરૂની લીલા અપાર પામ્યા, સાચ તણા સરદારી;
ગુરૂ પરતાપે ગાય બાવો હીરદા, હું કરૂં અરજ તુમારી સ.



૩૮

( રાગ ઉપરનો. )

સવગણુ કાયા શેરમાં, તમે સબળ થયા વેપારી; ટેક.
કાયા શહેરમાં રતન અમુલખ, વસ્તુ છે મહિં ભારી;
પ્રાણુ જીવન મઈ મળ્યા પારખું તો વ્હોરી અસંખ અપારી. સ.
એક વચનકા માર્યા મોરચા, લાગી કલેજા કારી;
બ્રમ આતમા પ્રેમ પલીતા, નર બેઠો નીરૂધારી. સ.
પારસમણીની કરો પારખના, અખંડ જ્યોત અપારી;
નીજ નામતો નેણુંમાં નીરખો, છબી રૂપની ન્યારી. સ.
દલદરીયાનો તાગજ આણ્યો, સરતે દોરી તાણી;
ગુરૂ પરતાપે ગાય હીરદા, તો બેડી પાર ઉતારી. સ.

૩૯

ભજન રાગ ઉપરનો.

જીને નાથ નવાજ્યા, તીને મટી કાળની ફાંસી. ટેક.
સવા ભગતને સૌ કો જાણે, આપે રહ્યા અજાચી;
દીલ પરધળા દીયાજ આણી, ગુરૂ મળ્યા અવિનાસી. જીને.
લાલભગતની પ્રેમ વાસના, રીયા સંતના દાસી;
કળજકમાં જેણે કાયા હોમી, સધેગોવિંદના પ્યાસી. જીને.

જોધપીરને જુગમાં જાણે, ધીધી નોબત વાગી;
અખંડ ધુપ ને ચડે મળીદા, પરચે બેડી ભાંગી. જીને.
વીહળ પીરની વડી વસેકાઇ, જે બોલાણી કાશી;
પશ્ચીમ ખેતમાં પીર પરગટયા, રીત ગુરૂની રાખી. જીને.
ખોડીદાસની ખરી નીસાની, ગાદી ગરથને રાખી;
તનતાસીને સંત જમાડયાં, વળગી રહ્યા વસવાસી. જીને.
બાવો મેઘ તો મોટા કહીં, છે વૈકુંઠના વાસી;
રંગ ચડે ગુરૂ રામગરને, ગુણ ગાવે હીરદાસી. જીને.

---

૪૦

ભજન રાગ ઉપરનો.

રાજ અમરસિંગજીરે, તમો સૌથી મોટા ભાઇ. ટેક.
મેઢી મંદીરને હાટ હવેલી, ભુરો ગઢ ચતુરાઈ;
અંદન ચંદનનાં ઝાડ અનોપમ, સીતળ ઉનકી છાંઈ. રાજ.
અવળીસવળી બજાર તુમારી, સુતારી ને સઈ;
સલાટ કડીયા ઘાટ ઘડે છે; માંય જોગાની રચનાઈ. રાજ.
ઘાંચી મોચી વરત વાંણીયા, તંબોળી ને તાઈ;
રાજા રણમલ ટિલે તપજો, ધ્રાંગધ્રાની માંઇ. રાજ.
બડો પીર હીંદવાનો રાજા, માગું તેને જાઈ;
સતગુરૂ ચરણે ગાય હીરદા, વળી નગારે ઘાઈ. રાજ.

૪૧

भજન.

પડયાં તારાં કામ, મારાં દલડાંના જાણ;
સુગણુગારા નાથ, સત્ગણુ પડયાં તારાં કામ. સુગણુગારા
મુરખ કહે મારૂં મારૂં, ગુરૂ વીના ઘોર અંધારૂં;
પોતાના પુન્ય વીનાનો, ખોટો પડે દાવ. સુગણુગારા.
ગોકુળમાં ઘેલાં કીધાં, મનહેરી માવે લીધાં;
પ્રેમના પરકાસે અમને, માર્યાં મોહનાં બાણ. સુગણુગારા.
તમું વીના આતમ તલખે, જળ વીના મછીયાં વલખે;
આતમના આધાર, મારા પીંજરીયાના પ્રાણ. સુગણુગારા.
*બોધકામાં પરચો દીધો, કડવો લીંબ મીઠો કીધો;
અસ્તળ બનાવી વાલે, ખરચ્યાં દામ. સુગણુગારા.

---

*ઉંટડી ગામમાં મહારાજ સત્ગણુ દાદાની પધરામણી થયેલી. હતી. ત્યાંથી પાછા વળતાં બોધકે આવ્યા. ત્યાં ઝાંઝરકા તરફની ભાગોળે લીંબડા નીચે વિશ્રામ કર્યો તે વખતે દાદાને આનંદ થયો. ત્યારે લીંબડાને હાથ અડાડી શેવકોને કહ્યું કે આ લીંબડો મીઠો લાગે છે માટે તમે ચાખો. શેવકોએ તેનાં થોડાં પાન લેઇ ચાખ્યાં એટલે મીઠાં લાગ્યાં. શેવકોને અતી આનંદ થયો અને દાદાની જે બોલ્યા ને ત્યાંના શેવક લોકોએ ત્યાં દાદાના નામનું દેવળ બનાવ્યું, તે હાલ પણ છે,

રામદાસ જોગી જાગે, હીરદાસ પાયે લાગે;
ભગત હીરાના તમો, સુધારોને કામ. સુગણગારા.

ભજન રાગ ઉપરનો.

૪૨

સવગણ સમરયાજીનાં, અમર રીયાં નામ;
અમર રીયાં નામ, તુમારાં સુધરી જાય કામ. સવગણ.
ગુરૂ સારૂ કસ્ટી કરજો, ભકતી સીરસાટે ધરજો;
સન્મુખ મળશે તમને, રઘુવરશ્યામ. સવગણ.
સવગણ વાડીમાં આવ્યા, ફુલડાંની ફોરૂં લેવા;
ચંદનને છોડવે વાલે કર્યા વીશ્રામ. સવગણ.
હરીચંદ્ર તારાદે રાણી, નીચ ગેર ભરીયાં પાણી;
સજનો કસાઇ માગે, મુક્તિનું ઠામ. સવગણ.
હીરદાસ હેતે ગાવે, ભલા ભગતુંમાં ભાવે;
રામને ભજો તો થાસે, મુક્તિનાં ઠામ. સવગણ.

૪૩

ભજન રાગ મારૂમાં પણ ગવાશે.

કરણિ નર કાવે, ભગત ઉગમસીની સાહબી.

તારે અંદરા ઓછવરે અંદરા ઓછવ તારે અતી ઘણા,
ફુલે હાર લેકાવે, હેજી માતર પરસાદી પાટની ખાંતે માંનવી
ખાવે. ભગત.

ઉત્તમ મધ્યમ કર્યા એકઠા ભોજન કરે સૈ ભેળા;
અઢાર વરણ દાદે ઓધરી, બારે માસે મેળા. ભગત.

ધુપ દીવો ધણીની આરતી, સેજે સાહેબ મળીયા;
પાપ જુઠ બાવો પરહર્યા, ફેરા સુકરતના ફળીયાં. ભગત.

મહેરૂં કરી મોટા ધણી મળ્યા, આનંદ લીલા લાવે;
સદ્‌ગુરૂના પરતાપથી ગુણ હીરદા ગાવે. ભગત.

---

૪૪

ભજન.

મેરા દલ રામને ભજીલેને ભાઈ.
જોતા જોતામાં તારો જાય જનમારો, ઉમર ઓછી હુઇ;
હજુ લગણ મુરખ સમજ્યો નહીં તારા માંથે ચોરાશી રહી. ૧
સાસ ઉસાસના ન કરો ભરૂસા, બળતા બારૂ કાઢો વહી;
દીયા ધરમમાં તમો દલ રાખો, મારો સતગુરૂ માની લેસે સહી. ૨
ધાઇ ધુતી ધન ભેળું કીધું, મુરખ કહે મુંડી થઇ;

પુન્યને નામે તો પાઇ ન વાપરી, મુળગી મુંડી તે ખોઈ. ૩

દેહીમાં દરશન દરશનમાં દેવ છે, અરસ પરસ બન ગઈ;
કાળ ક્રોધ જેણે મારી હઠાવ્યા, તેની ખરી વરતી તો રહી. ૪

ખરા ખોટાંના જ્યારે પડશે પટાંતરા, તેની ખળે ખબરૂ થઇ,
સવીયાણ ચરણે ગાય છે હીરદા, વાદયા કેદી રેસો વેઇ. મોરા.



નાનજી ભગતનું

ભજન.

૪૫

ગ્રાંગ્રરેઠ જઇને નમોરે તમારાં વાલો લે દુઃખ વાળી.
થાંભલીયુંનો ઠાઠ બનાવ્યો જોડે મેલી જાળી.
બાવન ગજની ધજા ફરૂકે, પરગટ પીરાઈ ભાળી.
દીવાળીના બીજા દાડે, થાય ઠાકરની થાળી.
મળી ભરાય છે મેદની, ત્યાં ભારે સોભા ભાળી. ગ્રાગ્રરેઠ.

મોટા ભુપ તો કરે માનતા, સવગણ આગળ શાળી;
કાળ મારી જેણે વશ કર્યો, ગેમર નાંખ્યા ગાળી.
કાઠી કળબી કરે માનતા, પગી ભરે છે પાળી;

શ્રીફળ લેઈને જાય ચડાવા, માંહે બેઠા વનમાળી. ઝાઝરકે.
તુળસ્યા પુજે ઢુંઢીયો, કોટે કંઠી નહીં કાળી;
રામગર બાવો રંગપુરમાં, બેઠા ઢોલીયો ઢાલી. ઝાઝરકે.
સવા ભગતની રૂડી સાઈબી, અખંડ જોત મે બાળી,
ગુરૂ પરતાપે ગાય નાનજી, મારા તનની વેદના ટાળી. ઝાઝરકે.



પ્રથમ ભાગ સમાપ્ત.



# શ્રી મહાત્મા સવગણ દાદાના

# પદ પરચા પ્રકાશ.

## ભાગ બીજો.

પંડયા સવરામ કાનજીનો બનાવેલો

છંદ સપાખરો,

૮૬

પંડવુંરા બેલી કુંવરબાઇરા પીતાજી,
મામેરા પોરતલ કૌરવોરા માર;
નાગરા નાથ હે કુંવર હે નંદરા,
અધર્મી ઓધારતલ ગરૂડરા સ્વાર.
હઠયો મંડળીક ત્યારે આપ્યો તો હારલો,
સુદામાનાં દારીદ્ર ખોયાં છાયાં નામદેવનાં છાજ;
ઠાકર પ્રહેલાદરા થંભના ઠારતલ,
ગુણકાને તારતલ છોડાવ્યો ગજરાજ.
અંગના વેરાવતલ સંગના આપતલ,

કાશિમાં કુંવરને વેચાવ્યો કાન;
સર્પ કરડાવતલ સતી સંભળાવતલ,
સજીવન કર્યો લઈ કુંવર સમશાંન.
મંદોદરીરા પ્રભુ રાવણુરા મારતલ,
વાળતલ સીતા લક્ષમણુરા વીર;
વાર અબળા તણી કરીતી વીઠલા,
સંકાસુર મારી પુર્યા ધ્રુપતીનાં ચીર.
કોલસારૂ મોલ ફેરવ્યા કરણીગર;
ક્રોડનો દેહરને આપીયો કંટાર;
બોરરા ખાતલ ઉગારતલ બસડા;
મીરાંનાં વખ કર્યા અમૃત મોરાર,
પોઠરા હાંકતલ હુંડીરા પોરતલ;
દૈતરા મારતલ ભગતરા દાતાર.
સવરામ અરજ કરે હે શામળા,
એટલા નખતા કીધા કીરતાર.

---

૪૭

વીશ વાહા.

પ્રથમ સમરીયે પ્રભુને, નામ લીધે વાધે નુર;
હરી રાખો હજુર, ભગત સુધારણ ભુદરા. ૧

બીજે બરાજે બેટમાં, વાલો ને રાઘેવર,
કોલવે બાંગ્યા તાકર, ભદર ફેરવ્યાતા ભુદરા. ૨
ત્રીજે ઉગાર્યા તમે, બળતાં મંઝારીનાં બાળ;
કરતાતા કુંભાર; એક ભજન તારૂં ભુદરા. ૩
ચોથે હરી ગયો સંખવો, વીપ્રનાં ચારે વેદ;
બીતર જાણી ભેદ, બરમંડ વલોવ્યો ભુદરા. ૪
પાંચે પંચાળી તણી, અશુર કરતોતો અલુરાઈ;
તે ટાણે ચીર તાંઇ, તેં બાઈ થઈ પુર્યાં ભુદરા. ૫
છઠે રામચંદ્ર ચાલીયા, સીતાની લેવા સદ્ધ;
તમે વાળીનો કર્યો વદ્ધ, બે મટાડી ભુદરા. ૬
સાતમે સાયર ઉપરે, પથરે બાંધી પાજ;
તમે રાવણ મારી રાજ, વભીક્ષણ થાપ્યો ભુદરા. ૭
આઠમે ટચલી આંગળીયે, તોળીયો ગોવરધન તાંઈ;
ગોકળ ઉગારવા ગાય, ભગત કારણે ભુદરા. ૮
નોમે જઈ નાથ્યો નાથજી, નસ્યા પીયાળે નાગ,
મુખ મોરલી મહારાજ, ભોરંગ ચડીને ભુદરા. ૯
દસમે દેવતા તણું દુઃખ, મટાડવા દીયાળ;
તમે કંશનો આણ્યો કાળ, ભાણેજ થઇ માર્યો ભુદરા. ૧૦
અગીઆરસે વીદુરના આંગણે, મહારાજ થયાતા મેમાન;

પડથા મેલી પકવાન, ભાજી આરોગ્યા ભુદરા. ૧૧
બારસે બટુક થઇ બળ કને, જાચવાને ગયાતા જેહ;
ત્રણ ડગલાંમાં તેહ, ભરી પૃથ્વી ભુદરા. ૧૨
તેરે ગજ તરશ્યો થયો, જળ પીવા કયાં જાય;
તેની વારે વીઠલરાય, તેનું ભાગ્યું ગ્રુડજ ભુદરા. ૧૩
ચૌદે સમરે ભલું, રાજા ને પરજા રહત;
દાંનવ સહસ્ત્ર કોડ દઈત; બોળવી નકંધા ભુદરા. ૧૪
પંદરે પ્રહેલાદ ઉપરે, કોપ્યો તો હીરણાકંસ;
વકટ દાનવને કર્યો વંશ, ભરખ્યાં રૂદર ભુદરા. ૧૫
સોળે નરસીંહના સાયદે, મંડલીક થયો તો માર;
હોડે આપ્યો તો હાર, ભીડ્યું પડે ભુદરા. ૧૬
સત્તરે દરજોધને સળગાવીયા, લાખોરે મેલીતી લા;
જગપતિ ઉગારવા જા, ભોંયરે પાંડવને ભુદરા. ૧૭
અઢારે તમારો આશરો, સૌ સમરે સંસાર;
કરણિગર કીરતાર, ભાગણ ઘડણ ભુદરા. ૧૮
ઓગણીસે અયોધ્યા ભણી, વાલો ચડયા વૈમાન;
હરી મોકલ્યો હનમાન, ભરત પાસે ભુદરા. ૧૯
વિસે વિશ્વાસી તણા, બેલે રહેજો બાપ;
આવે છે આપો આપ, મારી ભીડ્યું પડે ભુદરા, ૨૦

એકવીસે અલખ તણી, કળા ન બુજે કોઇ;
સામળીયા ગણુ સોઇ,તારા ભાખે ગુણ સંવરામ ભુદરા. ૨૧



## ઉકાદાદાનું ભજન

(રાગ મારૂ.)

૪૯

ધર્યો ઉગમસી અવતાર, આપે ઝાંઝરકે આવ્યા;
દીધી સવગણ નાથે મોરછાપ, લીલા સતગુરૂની લાવ્યા. ૧
નવખંડે જોઉં મારા નાથ, નહી કોઈ આવું બીજું નમણું;
તમે ચલવ્યું કામ સમરથ, બાપાથી ડોઢું બમણું. ૨
એમને નહીં ક્રોધ નહીં કાળ, અંતર ઘટમાં આથે.
તીને કોઈ બીજા બીજાનું નહીં કામ,
સુરતા, સતગુરૂની સાથે. ૩
ધરમ ચલાવી બાંધ્યાં ધામ, કામ, સુકરત કીધાં;
તમે દીયા આણી મોટા દેવ, દુનીયાંને દરસન દીધાં. ૪
ગુરૂજીયે બતાવ્યાં ગામ, નામ તણા નેઠા;
મારા મહારાજ મંદીર માંઈ, બાપાની જોડે બેઠા;
કળજુગ મધે આવા કોઈ નીપજે નહીં નર નરવાણી;
તમે સીંહ બકરી સવીયાણ, પાયું એક આરે પાણી. ૬

પચ્છમ ધરામાં પીરાણુ, ઝાંઝરકામાં ભલે જાયા;
તમને પંડયો સવરામ લાગે પાય,
ગુણતો મારા ગુરૂના ગાયા. ૭

---

સત્રરામના દુહા.

૪૯

ઝાંઝરકે ઝંડા રોપીયા, ઉંડા જે અગાજ,
તારો પરચો દુંડીઆ, ચારે ખંડે સવીયાણ.
છે ઝાંઝરકે સવીઓ, રંગપર બાવો રામ;
વસ્તો ભગત વાસણા, ધરમનાં બાંધ્યાં ધામ.

હળવે હળવે હાલતા જાતા વેલની વાહાં વયા;
ઉકડાનાથના ઓરતા, સવરામ કે મારા રૂદીયામાં રીયાં. ૧
નેણાં સેકોમળ નાથનાં, જાણે જોત્યું રત્ન જળે;
મહારાજ ઉકડાનાથના જેવી મુરતી,
મુને મ્રતલોકમાં કયાં ન મળે ૨
અમે બોલાવતા કને જઈ બેસતા, નેણે નરખતા નાથ;
જોતાં જોતામાં અંતરધ્યાન થયો,
સવરામ કે મારો સરધાપુરનો સાથ. ૩
ગુરૂ એવા ગવૈયા, દલો ને બેચર દોઈ
ઉગમસી જેવા અવલીયા, કળજકમાં ભાળું નહિં કોઈ. ૪

વીહાર્યાં ન વીહરે, મુંને ઓછવના એધાણ;
હલો બેહચરને ઉગમસી દેવતા, મુંને બરસી ખટકે બાણ. ૫
તારો જે પાલા તણા, પરચો તે અપરમપાર;
આવ્યો તું અવતાર, અલખ ધણીનો ઉકડા. ૬
સવંત ઓગણીસો ને સાડત્રીસાની સાલમાં;
મઇનો કારતક માસ; આઠમ મંગળવારને દંન
ઉકા મહારાજે લીધો વૈકુંઠપુરીમાં વાસ. ૭

---

## પંડયા હરીદાસનો

### સપાખરો છંદ ૧ લો.

### ૫૦

કરજ કાપો સવગણ સુખ રાખો કવ્યા,
સાચના મોરચે ગુરૂ રહો સામા;
અમારે તમારો કહી, ત્યાં આશરો.
ચરણુંમાં રાખજો પીર રામા. કરજ કાપો. ૧
દેગ અનરી ચડે સવીયાણના દુવારે,
ખવારે ત્યાં ન હોય ખાંચો;
ધુપ પીરાં ચડે નગારાં ધણણુ,
સાચ મહારાજરો કહી સાચો કરજ કાપો. ૨

કાન ગોરો જેઓ મહારાજરા કરંદા,
મહારાજરા મજા વરદેહ માજા.
પીરજાદા જેકો ઉગમસી પાલાવત
જેને રડી આવે નમે પીર રાજા. કરજ કાપો. ૩
ત્યાં ધામ મહારાજરો નામ અમર ધજા,
મહાજરી મજા ઉકો ભગત માણે;
કરમ ચડતા કસે દેવ સુરત કળા.
ત્યાં ટુકડો પૂરે છે ટાણું ટાણું. કરજ કાપો. ૪
ચોટ મુઠું તણી કરે મર સાધના;
કોઇની લાગે નહીં ત્યાં કારી,
પંડયો હરી કહે બાપા હજુરી,
ધણીના નામની પ્રતીજ ધારી. કરજ કાપો. ૫

---

પંડયા હરીદાસનો
છંદ ર જો.
૫૧
દુહો.

નમાડયા અણનમી નાથજી, ઓલ્યા અહરને આંકસમાં આણી
તારો પરચો પાલાણી, પરત્રયો અઢારે વરણમાં ઉકડા.

છંદ ૨ જો.

સમરૂં ગણપત દેવ સારદા, સર્વે સેવકનાં કામ સરે.
પચાસ ક્રોડ જીમ ધરણ પૃથ્વી, બેઠા ધ્યાની મુની ધ્યાન ધરે.
માલક સાબ ધણી છે મુદે ખાનપાન મુને આપે ખીર.
બંધી છોડ ઉગમસી બાવા, પરવરદાતા પાલ સતન ઝાંઝરકે
પીર. ૧
એકવરા દેદારે આવે, તીનાં ક્રોડ ગુના લઈ માફ કરે;
સમરણ કર્યું સાહેબનું સવીચે, ભંડાર માયાના ખુબ ભરે.
બુડયો જાજ તારીયો બાબા, ત્રત પોચાડયો પેલી તીર. બંધી.
કુડકપટ કરમનાં કારણ, માલીક ભેટે સબી મટે.
ઝોડ ઝપટ પીરાંના ઝાડે, કરણી ગરથી જાળ કટે,
સલો મંત્ર તંત્ર નહીં ચાલે, જંત્ર વડા જોર જંજીર બંધી.
વગડે વસીયર પગે વીંટાણો તીની, ખબરૂં પડી તને,
વાળ્યો વખ છોડાવ્યો વેલો, કળ કુંચી છે નાથ કને,
ટેક ભેખની ખલી ટુંડીયા, સાચે આવે સાવ સધીર. બંધી.
ઉગમસી યે બડા ઓલીયા, ધાર્યા સાચા ધ્યાન ધણી;
પારસમણી પાલાણી પોતે, ઘરમાં વસ્તુ ઘણી ઘણી.
મરજીવા હશે તિને મળસે, હંશે હંશા મળસે હીર, બંધી
જગ્યારા પીર મળ્યા મુને જુના, જુના માગે રકમ જડી,

હુકમ થયો પીરાનો હાજર, સુન ધુનમાં વાત ચડી;
ભુત દુત પીરાથી ભાગે, વડા વડા કોઇ વાંઝાવીર. બંધી
નાથ નવાજ્યા સાચા નરભે, વાચા અવીચળ પાળે વેણ,
અનભે કામ કરેછે આપે, કરગર કરે તીના માને કેણ;
કરતા હરતા તમે કરંદા, ગરવા દાતા ગ્યાન ગંભીર. બંધી
પાર આવે પીરના પરચે, પીર દવારે લંગર પાય,
અખેપાતર સાચો ઉગમસી, ડાકોર નજરે નવનધ થાય,
પાલ સતન ઉગમસીપોતે, સવો સુરાણી જાણ સધીર બંધી
મેરી અરજ અરતુતી માનો, તોરી આશ કરૂં તુંવર,
દાસતણો દીયાવંત દાતા, કીરપા કરો અજમલ કુંવર;
અલખ તણા દીદારે આવે, મલક મલકના મોટા મીર. બંધી
હરજી ચાકર હતો હજુરી, ઠીક વજ્ઞે પંડત થપ્યો,
ડાળીને વાસ ચરણુંમાં દીધો, ઉગમસીને હુકમ અપ્યો;
રામે સેવક સવાયા રાખ્યા અહર પધોરયા વડા અમીર બંધી
સતાપીર ઝાંઝરકે સવીયો, બાપો રંગપર કહી બડા.
વસ્તો ભગત બરાજે વાસણે, સત ગુરૂના રંગ ચડયા;
પરચાવાળા પીર પરતીજે; ફકડ ઝમરાળે જાગ્યા ફકીર. બંધી
કોટવાળ સેનમા ભગત કરસન, દેવા ભગત પર કરી દયા,
ગંગારામ ને રૂપદા ગોદડ રાજાજીયે ચરણ રીયા;

કાનદાસ ને લાખો કરંદા, સવો મળે વધે તકસીર. બંધી.
ગોવીંદરામ દાદાની ગાદી, જેને સવા ભગતે દીધી છાપ;
મધા મેર સતગુરૂની માંથે, ઉગમસી નવાજ્યા આપ;
પુરવાજનમ આગુની પ્રીતી, વરતીમાં મળ્યા રઘુવીર. બંધી.
કાનો ગોરો મજાવર કાજુ, સતગુરૂ મળ્યા સવીયાણ;
દલો બેચર છે દાસ દાદાના, ઉગમસી થયા આગેવાન;
સવરામ હરીનાં કામ સધારો, ધામ વતાવો નરભે ધીર. બંધી
આધ છંદ પીરાના આપે, કવતા હરીદાસ કહે,
અરજ કરૂં પીરાંની આગળ, રાજ તુમારા ચરણ રહે;
ઉગમસી એરાધે આવે, સાત સંકોમળ થયા શરીર, બંધી
ટેલ બંનગી કરૂં તુમારી, સેવા પુજા દેવ સખે,
અવીચળ વેણ ઉગમસી આપો, પીરા રેજો તમે સાચ પખે;
પંડયો હરી કહે છંદ પીરાના, ભગત અનંદી કરજો ભીર. બંધી



છંદ ૪ થો.

પર

આવે ચઢી કુંવર અજમલરો, પોકરગઢથી રામો પીર,
તુંવર જાજ બુડતો તાર્યો, પરચો દાખવ્યો રામો પીર. ૧
રામો પીર પોકરનો રાજા, રાજા નઠયો આપે રાજ;

બોઇતા તણો જેમ તાર્યો બેડલો, જળ સમુદ્ર વચ્ચે તાર્યાં જાજ ૨
શેઠીયો કહે પીરાને સમરો, ખબરૂં લીધી ખરાખરી;
રાત દીવસ ભજુ રદામાં રામો, કામો સધર્યા પીર મેહેર કરી ૩
પાણીમાંપીર પરચા પુર્યા, રામો ધણી સાંભળે રાવ;
નાવ બુડતાં તાર્યાં નાથજી, પીર રામાના પુજો પાવ. ૪
પીર મળ્યા કુંમકુંમના પગલે, મહેર લહેર થઇ મજા;
ભીર કરી પીરાજી ભારે ભળકી ખળકી વધી ભજા. ૫
કામ ઘણા સેવકના કરીયાં, વાણ તરીયાં દરીયાવ વષે;
વાણીયો કહે દેવરાવાળા; દેખ્યા પીરા છાયે દશે. ૬
વાણીયો જઇ ઘરાપર વળીયો, સાહેર માસુને મળી સધ્ધું;
પીર પતા સમુદ્રમાં પોત્યા, રામો પોરે બડી રધ્ધું ૭
ઝમરાળે ફુકડ જોગંદર જાગ્યા, દેવ વાસણે કરી દયા;
આપરા બોલ અવીચળ આપ્યા, થાપ્યા રામે પીર થયા. ૮
પોકરગઢ રંગપુર પોતે, રામો રાખે તુંવરા રીત;
પંડયો હરી કહે સરવે સુખ પાયો, ગાયો જસ રામાનાં ગીત ૯



છંદ ૫ મો.

૫૩

રંગપુર બડા જોગંદર રામો, કરીયાવાળા રહો કને;
પલેપલે પીર આવો પાસે ટાંણે ટાંણે ભજુ તને. ૧

જમાત માંયલા બાળા જોગી, રખવાળા પીર કને રહે;
સખરવાળા ગીરનારી સાચા, કરીયા વાળા ભુપ કહે. ૨
જુના જોગી અજબ જોગંદર, બાવન સાવન વચન ખરા;
દરશન રામો મળ્યા દેવતા; પ્રાયશ્ચીત સરવે ગીયાં પરા. ૩
ગુરૂવા રામગર પીર ગરનારી, સમર્થા સાહેબ મોર ચલે;
ગેબી પીયે જોગંદર ગાંજા, પીરા વળગ્યો જાણ પલે. ૪
નરવખ વખને કર્યા નાથજી, પીર હડકવા પાલે;
રામો રામો કરૂં રૂદામાં, મુને અવસ કણુંકો આલે. ૫
રંગ ચડે ગણા તુને રામા, પીર પીયાલા અજર પીયે;
વજર પીર ગરનારી વંકા, દાતા ડંકા ગીત દીયે. ૬
રાંકાની રાવ સાંભળો રામા, બંધી છોડ મટાડો બીક;
આપોઆપ જોગંદર અડીયા, ઠોકાર વારે ચડીયા ઠીક. ૭
છોટા મોટા કરો સધંતર, કાંટા પીર સધારણ કાજ;
હરી પંડયો કહે બાપા હજુરી; રામગરનાં અમર રાજ. ૮

---

સપાખરો છાદ ૬ ડો.

૫૪

પ્રથી ધણી રામદે હીંદવો પાદશાહ,
હજારા કતારા વડા નમી હાલે;

સપાટા ગાંજાના રામગર ચડાવે,
અપાટા મેળ્યો કુણુ ઝીક ઝાલે. ૧
નરાં ભજન કરૂં તુંવાળાં નાથજી,
સુરાને સાંપ્રહા પ્રીત સાસી;
પાખર ઘોડે ચડે રંગપુરનો પીરજી,
ફટકમાં રામગર છોડ ફાંસી. ૨
રામગર સવગણુ મળ્યા રાજીપણે,
ચૌદ સધ્યું ને નવ નધ્યું સુઝે;
અવલીયા આગળ ઘણા નર આખમે,
બાપાના ભેદ તો કોક બુઝે. ૩
રૂપ રામા તણું ભુપ ભાળી રહ્યા,
પરચા વાસણે દીયા પીરે;
રામાના નામનો ધામ એસો રહ્યો,
ભગવત બરાબર રહ્યા ભીડે. ૪
થંભ ખડો કર્યો પીર રામા થકી,
ધર્મની નોબત્યુ ગડે ધીધી;
નીસાણુ રામાતણું ફડાકો સવનાથનો,
દેવાસર બાસણે રદ્ધ દીધી. ૫
રાવ સાંભળે ધણી ભાવથી રામદે,

વાણીયાતણી જેમ ચડયો વારે;
રચાડયો પરચો પાણીમાં રામદે,
તુંવરને વાણીયો નમ્યો તારે. ૬
ધણી રામાથકી સદાવ્રત ધર્મનાં,
વાર અસવાર જેમ ચડો વહેલા;
પીરારા જસ ગાવે હરી પંડયો,
પીર રામો આવૈ સબી પહેલા. ૭

---

છંદ ૭ મો.

૫૫

રાખે ખબર હમારી રામો, રાજથકી મારાં કામ રડે;
રદ્ધ સદ્ધ લઇ બેઠા રંગપુરમાં, સમરથ ધણીને ધુપ ચડે. ૧
મલક મલકના આવે માનવી, સેવા પુજા કરે સબી;
ખડા જોગેસર ખડા બોલાવે, આવે વાજેવાજ અબી. ૨
દુધ પુત્રને દીયે દીકરા, દાહો રાખે ચડતો દન;
રક્ષા કરે સરવેની રામો, આઠુ પહોર દવારે અન. ૩
બાપો સાહેબ રંગપર બેઠા, દીઠા મેંતો દેવદતી;
કળા સંકોમળ વજર કછોટા, જોગંદર હે બાળ જતી. ૪
જાનકીદાસને મળ્યા જોગંદર, સધંતર રામાની છાપ;

ઉગમસી ઝાંઝરકે એવા, જોગંદરના જપે જાપ. ૫
જોગંદરના અજબ ઝરૂખા, રામા આંગણે ઠીક રમે;
દસે દેશ નાથના ડંકા, નીશાન ભાળી મોટા ભુપ નમે. ૬
સાહેર લહેર કલ્પવૃક્ષની છાંયાં, સધનધન હું પામ્યો સાર;
મોહનલાલ જાનકીદા મળીયા, પંડયો હરી કહે બેડો પાર. ૭
પાર બેડો ઉતાર્યો પીરે, બાંય ગરાયા બાપે;
પીર રામાની અમર ગાદી, મુને અવીચળ પદવી.આપે. ૮

---

(છંદ સપાખરો) છંદ ૮ મો.

પદ

મંડળી મારાજ તણી, સાપ ધણી આપ મળ્યા,
મેપો ને દાનેવ રતો, વીહળો મહારાજ;
વાસંગી જાદરો, આપોઆપ થાનવહ,
તેપર રામદેજી તણું રહે, ચડીયાં તું રાજ. મંડળી.
સલાળે દાનેવ સતા, જેણે તેત્રીકરોડ દેવ સાધ્યા,
વાધ્યા હાથકણું દથી, આતે અઢારે વરણ;
પાતાળી વીહળો આજ પુરૂષ પુરો,
સંત સાધ કરે સુખી, આજ પુજું સદાચરણ. મંડળી.
હોઈ ટંક રજક દીયે દુધે પુત્ર અન દાતા,

પતાહી પીરાકા લાગ્યા ગુરૂકા પ્રતાપ;
વીહળો ચડીયો વારે વાણ તાર્યું દરીયા બીચે,
જગદીશતણા આંણ્યા, કળુમાં જુબાપ. મંડળી.
અરજ પીરારી કરૂં, આપના આશરે આયો;
ગરાયો પીરાકા પલ્લો પાયો ભલું જ્ઞાન;
હેત પ્રીત ભાવ કરી, હાથ જોડી પંડયો હરી;
ધણી વીહળ એક ધારી. ધરો સાચું ધ્યાન. મંડળી.

---

## અરજણની બનાવેલી

### ગરબી.

### ૫૭

ઝાંઝરકું ગોકળપુરી ગામ, પીર સવગણ પુજાયછે રે લોલ. ૧
ઍાવાણા અતીતુંના માલ; પીર પગીરા કાઢજો રે લોલ. ૨
સવાને માન્યું છે ચોથ, જોતા જોતામાં જડી ગયું રે લોલ. ૩
પટલને ચટક ચડી રીસ, ચાડી કરવાને ચાલીયો રે લોલ. ૪
ચાલ્યો અમદાનગર જાય, ચડયો સરકારૂંની સેરીયેરે લોલ. ૫
સાબ ચીઠી લખી આલ, ગામ ઝાંઝરકા ઉપરે રે લોલ. ૬
પશ્ચીમમાં જાગ્યો છે પીર, બધો માલ હજમ કર્યો રે લોલ. ૭
સાબે ઘોડા મેલ્યા બે, ગામ ઝાંઝરકા ઉપરે રે લોલ. ૮

આપે ગીયા છે ગામ, પડી રહી છે સુજના રે લોલ. ૯
દાદે તાંણી બાંધી ભેટ, ભેળો હોકો ને પનડી રે લોલ. ૧૦
આપે છડી લીધી હાથ, માથે ટોપી છે શોભતી રે લોલ. ૧૧
દાદે પાછી વાળી ડોક, મળી આવે છે મેદની રે લોલ. ૧૨
ભેળા કરશન ને કાન, ગોરો પંડયો ગોવીંદીયો રે લોલ. ૧૩
ભેળા રાજો ભગત, લાખો લાધો ને વીરીયો રે લોલ. ૧૪
ભાળ્યા ભદર કેરા મોલ, ઉભા માણેકચોકમાં રે લોલ. ૧૫
ભગતે અતીતુંનો માલ, તમે કેવને તે કેમ લીયો રે લોલ. ૧૬
એતો લેનારા રૂગનાથ, સંત સાધુ તે ખાઇ ગીયા રે લોલ. ૧૭
સાથે શ્રીફળ લીધું હાથ, સાઠ રૂપઈયા રોકડા રે લોલ. ૧૮
પટલે રૂપીયા મેલ્યા પાંચ, રૂગનાથ તે રાજી થયા રે લોલ. ૧૯
રીઝયા નગરકેરા લોક, ચરૂ લેઇને ચડાવીયારે લોલ. ૨૦
દાદો રહ્યા દહાડા ત્રણ, ડંકા વાગી ગયા દેશમાં રે લોલ. ૨૧
ગરબી સવો અરજણ ગાય, ભેખ ભજાડયો ભેદમાં રે લોલ. ૨૨

---

જેઠા પંડયાનો બનાવેલો.

(કુંડળીયો) સવૈયો. નીસાણો.

૫૮

આધ ભવાની ઓળખું, કવીયા બારે કામ

નવખંડ આવે નમવા, સવા ભગતકા નામ.
સવા ભગતકા નામ ચારે ખંડે સાંભળ્યા;
પંડે ધર્યો પરકાશ, મહાપુરૂષ તારે મળ્યા.
અમો સુરનર કરીયે શેવ, સાચે દલ સુરા તણા;
છો દાતા પરગટ દેવ, ઘરે બેઠાં ગુણ ગાઇ ઘણા,
ગુણ ગાઈ ઘણા પરચો પરવર્યો.
નગર ઝંઝપર ગામ, ધણીયે અવતાર ધર્યો;
અવતાર ધર્યો આંગણે ધર્મરાજા, તારો ઢુંડીયા અદકો તોલ,
સઈ કરી રાખો સવીયા, બાળ જતીકા બોલ;
બાળ જતી કા બોલ પરૂણા નત પીયે,
દેગ ચડે દીન રાત, દુવારે અન દીયે,
અન દીધે આ સત વધે, આવી નમે ઉમરાવ,
સરકારે ચઢયા સવીયા, ગડયાં નામ તણાં નીશાણ
નામ તણાં નિશાણ જાય નહિં કોઇ જગે,
ઉઠ ચલે અંગ્રેજ, બાવાકુ પાય લગે;
પાય લગી પુજા કરી, મોડયા મોટાનાં માન;
અમદાવાદમાં અવલીયા, સુખ પાયા સવીયાણ.
સુખ પાયા સવીયાણ, પીયાલા ખુબ પીયા,
અકર ભદરમાંઈ, અનામત એથા લીયા,

પત રાખી પચ્છીમે દેશની, થયા રાજી સીતારામ.
સુખ પમાડી સર્વને ગુરૂ પધાર્યા ગામ,
ગુરૂ પધાર્યા ગામ, ચોરાશી દેશમાં,
મહાંત બાવો આઈ, પરમેશ્વરનાં પંથમાં.
કહે જેઠો કરજોડ, નસ્યા કયો નાઈબી,
મહેર કરો મહારાજ, સવા દયો સાઇબી,
સાઈબી સવા તણિ, જે કોઇ ભાવે ગાય,
તારૂં નામ લીધે ઢુંડીયા, મારા દીલનાં દુઃખ દુર થાય.

---

## જેઠા ભાટનું પ્રભાતીઉં.

૫૯

સમરણ સાચું મારે ભગત, સવાનું અન ધન લક્ષ્મી આલે રે
ભંડારી લખપતિ છે ભારે. મુડે ઉગમસી માલે રે  સ. ૧
દેરીવાળો પાલ દલમાં, રામે ઘટ રચો રમે રે,
મનખ ઝાંઝરકે આવે મેળે, જુગ્તે સાધુ જમે રે.  સ. ૨
જમવા રમવા ઝાંઝરકે જાજો, ભલી જોત મેં ભાળી રે,
દરશન કરવા આવ્યો દાદા મારા તનમાં લાગી તાળી રે. સ. ૩
લાજ વધારી તારી લાદે લાખા, અમર બોલ આલ્યા રે,
જીવ ધુણીનાં ગોરો કાનો ભાણું, સવગણુ મોર ચાલ્યા રે. સ. ૪

સાંઝ સવારે દાદા તુમને સમરૂં, પ્રભુ ભજીયે પીડેરે,
દયા કરી વહેલા આવો દાદા, ભગત જેઠાની ભેડેરે   સ. ૫

---

## વાલા ભગતનું.

### પરભાતીયું બીજું ( રાગ ઉપરનો. )

૬૦

જાવું હોય તેને જાવને ઝાંઝરકે, નાથ વતાવે નેઠારે,
જતાવેંત દુવારે જો જો, બાવોજી સામા બેઠારે.   જા. ટેક ૧
અજાણ્યાને એ એધાણી, નમ્યા પેલા બાવો નમશે રે,
તલક ત્રવેણીને માથે ટોપી, જમાડી ને જમશેરે.   જાવું ૨
એવો બાવો વસે હયાં કને, માંદાને નઈ દે મરવા રે,
પોચ ન હોય તો પારકા છોરૂના, કાન ફુંકે શું કરવા રે. જાવું ૩
સુરાણીને પડે સુઝકો, આલે બોલ તે ઉગેરે,
સડીવાળો છે ભગત સવગણ, પરદેશ સમરયો પુગેરે. જાવું ૪
સીદ્ધ ગીરનારી ભગત સવગણ, ખટદરશનમાં ખાતું રે,
નજરે સાચમેં ભાળ્યું નરંતર, વાલે કરીયેલ વાંતું રે. જાવું ૫



## ધરાંગધરાવાળા વાઘાનો બનાવેલો

છંદ.

૬૧

ઝટપટ વેલા જાવ ઝાંઝરકે, શ્રીફળ લેઇને મારગ સડો,
નાથ સવાને ચરણે નમીએ, બાવાજીનો ધામ બડો. ૧

અવતાર દેવનો તમે અવતરીયા, નથી બનાવ્યો ઘાટ નવો;
પચાસ કરોડમાં પરચો પુગ્યો, સબી જપે છે ભગત સવો. ૨

બાવોજી ગફામાં બેઠા, કાનો ગોરો ભજન કરે;
આગળ રાજ અમરસંગ ઉભા ધુપ કરે ને સીશ ધરે. ૩

ઝાલર ઝણણ ઘંટજ ઘણણ બોલે નગારા નોબત બઉ,
પીર સવાને આવે પાટે. સાંઝ સવારે બપોરે સઉ. ૪

દેવળ ભગત પાલાનાં દીપે, જગચારમાં નામ જરૂર.
અવનાસી પુરૂષ ઉઠો અવતરીયા, ગાદીવાળા બડા ગરૂ. ૫

ભુખ દુઃખ બાવઠ દખ ભાગો, સારૂં કરજો સુથ સવા;
ધ્રાંગધ્રા ઝાંઝરકું ધાર્યું, મુને ચરણે રાખો ભગત સવા. ૬



## કરશનદાસના બનાવેલા ચંદરાવળા.

### ચંદ્રાવાળો ૧ લો.

૬૨

સવો ભગત દવારો ચણાવે, રૂપીયા ખરચે હજાર,
ચુનાબંધી ચણાવજો, ઇટયુંનો નહીં પાર,
ઈટયુંનો નહીં પાર તે કાવે, મહારાજ માટે મંદર ચણાવે.
કારીગર કામ કરવા આવે, સવો ભગત દવારો ચણાવે. રૂપીયા.



### ચદ્રાવાળો ૨ જો.

૬૩

ઝાંઝરકે પીરનાં દેવળ રૂડાં, ચોહરા ખોડયા થંભ,
આગળ ઉતારી ઓસરી, માંહી મહાદેવનો લંગ,
માંહી મહાદેવનો લંગ તે કાવે,નીત્ય ઉઠીને પુજાપાતરી ચડાવે,
કારીગર કામ કરે નહીં કુંડાં,ઝાંઝરકે પીરનાં દેવળ રૂડાં. ચોહરા.



### ચંદ્રાવાળો ૩ જો.

૬૪

દેવળ ફરતો દાદા ગઢ નખાવો, જોડે મેલો કમાડ,
ખડકી મેલાવો સોભતી, કાર્યાનો નહીં પાર,

કોર્યાંનો નહીં પાર તે કાવો, મહીં તે ઝાઝાં ઝાડવાં વાવો;
ગોરા કાનાની, સમાતું રખાવો, દેવળ ફરતો દાદા ગઢ
નખાવો. જોડે મેલો.

ચંદ્રાવળો. ૪ થો.

૬૫

સવા ભગતની સાહેબી રૂડી, નવે ખંડે જેના નામ;
નમવા આવે પૃથ્વી, સુબા ભરે સલામ.
સુબા ભરે સલામ તે અમે, સાધુ જનતે ચુરમા જમે.
કહે કરશનદાશ વાત નહીં કુડી સવા ભગતની સાહેબી રૂડી
નવે ખંડે જેના નામ.

ભાગ બીજો સમાપ્ત.

# શ્રી મહાત્મા સવગણ દાદાના

# પદ પરચા પ્રકાશ.

---

## ભાગ ત્રીજો.

---

### પંડયા હીરા સવરામનો બનાવેલો

છંદ.

૬૬

સુંઢાળા ગણપત દેવ સારદા, શંકર જટાબંધ કરૂં હું સેવ;
હરે પાપ ભજું હું હરહર, દરશન કરૂં ઉગમસી દેવ.
ટુંડીયો ઉગમસી કાયાના તારણ,મહારાજ ઉગમસી પાર સમણિ
સેવક ઓધારણ તારણ સમરથ, ધામ ઝાંઝરકે સવીયાણ ધણી;
પીર ઝાંઝરકે આપે પરચા, કરે ભગત ઉદા સેવકની ભીડ;
મહારાજ ગોવિંદ એ મોજું માણે, પીત્યા ઉગમસી જબરા પીર,
ભગત ઉદા સવગણ જેણે ભાળ્યા; પાપ દેહમાં ન રહે પણી. ૨
અન સદાવ્રત ઝાંઝરકે આલે, ટુંડીયા સવાની ભારે ટેક;
અનપઠ સૌ જમવા આવે, જુરી જટાવાળા ભેખ;

ખન દાન દીધે તુટો નહીં આવે, ટેકી રાખી ભગવાન તણી. ૩
રાસમંડળ ઝાંઝરકે રચીયો, આવે સંત જોવાને ચાલ્યા,
પીર સવો થયા છતા પીરાણે, અમદાણે પરચા આલ્યા,
અંગ્રેજ ઉભો સવગણની આગળ, મેલ્યા ગુરૂ રૂપીયા સાઠ ગણી. ૪
સવરામ મજાવર ભગત સવાના, રાખ્યો હરી દલાને માથે હાથ,
સેવક બેચરને રાખ્યો ચરણે, નેણાં આગળ સવીયા નાથ,
નેજાવાળા સવીયાણુ નાથની, ધરે બારે પરતીજ ધણી. ૫
હરણાકંસ ભરાણો હઠમાં, કર્યો સંત પ્રહેલાદ ઉપર શળ,
નરસિંહ રૂપ ધર્યું મારા નાથે, પ્રહેલાદ તણી સાચવવા પળ,
ફાટયો થંભ નાખી ઝડફાળું, નાખ્યો હરણાંકંશને હણી હણી ૬
રંગપર બેઠા રૂખડીયો રામો, ધણી એ દેવ અવતાર ધર્યો,
ભજ વધારી પીર નજરે ભાળ્યા, તુંવરને નામે જાજ તર્યો.
જાનકીદાશ જુના છે જોગી, મોહનલાલ છે મહા મણી. ૭
નામો ધ્રુવ પીપો ને નરસીહ, થાય મહારાજ તુમારૂં માપ્યું,
રોઈદાસ હરચંદ તારાદે રાણી, અમરાપુર વૈકુંઠ આપ્યું.
નામદેવ સદામો નરધન, તીના સોનમે મોહલ દીધા ચણી ૮
દાનવ સેષ્ટ કોડ હરીયે દળીયા, પાયા લઈ વખના પ્યાલા,
ચંદ્રહાસ ભગતની બંધી છોડવા, વખ મટાડયાં વાલા.
વીખ મટાડી સોપી વખીયા, પાપ અડ્યું નાહી એક પણી. ૯

અભેપદ ગુરૂ સેવકને આપે, સવીયાણુ તણી આ કરીયે સેવ,
પરગટ પીર ઝાંઝરકે પાલો, દેવળવાળો સમરથ દેવ.
દેવળવાળો સમરૂં દલમાં, અંગે આવે નહિ પાપ અણી. ૧૦
આગે સેવક તમો ઓધાર્યા, લાગ્યો રામ નામનો લાખાને રંગ
કોટવાળે સેનમાં કરશન ગોરોને કાનો, સવા ભગતે ઓધારીઆ સંગ.
રાજેજી દેવો ભગત રૂપદા દાદો ટેકી રાખી ભગવાન તણી સેવક. ૧૧
જુવો ભાઇ સવા ભગતનાં મંદીરની સોભા, દાદે રદ્ધ બહુ દીધી.
નાથ ઉકાની ગડહડે નોબત્યું. ધણણ ત્રંબાળાં ધીધી.
નોકર ચાકર સદા નાથના, મારા પથર મનને કરો પણી પણી, ૧૨
મહારાજ ઉકાનો ચરણો માગું, ભગત સેવકનો ટાળો ભો,
મહારાજ ગોવિંદ મારો મુજરો માનો, તમો સતગુરૂના બાળકછો.
જંદ હીરા કહે ભગત સવાના, ટેકી રાખી ગુરૂ તણી. ૧૩

---

## હીરા પંડયાનું પદ.

( તેરા દરશનકા મહિમા ) એ રાગ.

૬૭

કાના કાળા કાના કાળા, દુવારકા ના દેવરે;
ત્રીલોક ભજે તુને, સાચી કરે સેવ રે કાના કાળા. ૧

ગજ ઉગારણ તારણ ગીરધારી, પ્રભુ નાવે તારો પાર રે;
મોરમુગટ મોરલી સોહે, હરીના ગળ હારરે કાના કાળા. ૨
સમરણ સવગણનું કરતા, દેઈના મટે દુઃખરે;
ઉગમસીનું આરાધન કરતા, ભવની ભાગે ભુખ રે. કાના ૩
અધર્મિ ઓધારણ તારણ, રાખો ટુંડીયા સવાની ટેક;
આશુના પુરૂષ ગોવિંદરામ આવ્યા, અંતરમાં ધારો એક. કાના ૪
ભગત ઉકો સવગણ જેણે ભાળ્યા, રહેજો નેણા આગળ નાથ;
હાથ જોડી હીરો કહે છે, હરી રાખો માથે હાથરે. કાના ૫

---

## લખારામનો બનાવેલો.

છંદ.

૬૮

સકવા પરસન થાવ સારદા, માત ઉમીયા દયો મતી,
ઇશ્વરનાથ કરૂં હું ઓળગ, પરસન થઇ જાવ જુગપતી,
રટણ અંતરમાં સવગણ પીર રામો, દાદો સાચા દીન દયાળ,
ઇમ અજાચી નાથ ઝાંઝરકે ઉકો, પરદુખ ભંજન પરતીપાળ, ૧
ચોખા ઘી ગોળ સંત સાધને, પીર દુવારે લંગર પાય,
નીસાણ ખોડયાં ઝાંઝરકે નાથે, જુગ ચાર સુધી નહીં જાય.
એવા સમરથ પીર અવલીયા, જઇ સમુદ્રમાં બાળ્યા બાળ. ૨

મહેર કરી સુદામા માથે; હાથ અડે જ્યાં દુઃખ હરી,
કનક મહોલ્લ સોનાના કીધા, પરભુની કૈલાસપુરી.
હીરા રત્ન જડતર હાટે. મેડી ભદ્ર સોનારા માળ ઈમ. ૩
ઉંડા જળથી ગજ ઉગાર્યો, કટકા ઝુડના નાથ કર્યા;
અમરીસ સારૂ ભગવાને આવીને, ધણીયે ત્યાં અવતાર ધર્યા.
અવતાર ધરી ભગ્ત ઉગાર્યા, ફટક ઝપટ મટી ગઇ ફાળ. ૪
સરીબાઇનો કામ સધાર્યો, પરજાપતની રાખી પતી,
અંતરમાં કરણાને એવી, હરી નામની ટેક હતી.
અગનમાંથી ભગવાને ઉગાર્યાં, બળતાં મંઝારીનાં બાળ. ૫
અહંકાર કરી હરણાકંશ ઉઠયો, બાંધ ભેટ ભર થંભે બાથ,
પ્રહેલાદા થંભરી પરતીજ, આવ્યા નરસીહરૂપ ધરી દીનોનાથ.
રૂપ ધરી દાનવને રોળ્યો, ફેરી પુછ ભરી માંથે ઝડ ફાળ. ૬
દીયા મહેર નહીં દરજોધનને, ઇજત લેવા થયો અમીર,
પોકાર સાંભળી પંચાળીનો, પ્રભુ સભા વચ્ચે લઇ પુર્યાં ચીર,
અંગે ચીર રાધાને ઓપે, રૂપકરણ સોનારા રાળ. ૭
સત કારણ હીમાળે ચાલ્યા, નાથ બાકી એક દુઃખ નર્યો,
હરચંદને ખડગ આલ્યું તું હાથે, તે કાશી નગરમાં ખેલ કર્યો,
રોહીદાસ માત તારાદે રાણી, દરશન હરશન દેત દયાળ. ૮
અતીત રૂપે નાથ આવીયા, સગાળ સેઠનો લેવા સત,

જે ઇચ્છો તે ભોજન જમાડું, મહારાજ કહે જો તુમારૂં મત;
રૂગનાથ થયા અંતરમાં રાજી, સરણે રાખ્યો શેઠ સગાળ. ૯
રાજ બડા ધ્રાંગધ્રે રાજા,જેની આગળ વાજાં છત્રીસ રાગ વજે;
અઢાસેનો ધણી અટંકો, ભગત સવાનું નામ ભજે;
હેવો ભગત રૂપદા દાદો,વચન થકી સીંધ્યો કરસન કોટવાળ.૧૦
કાનો ગોરો આગળ કરંદા, સતગુરૂવે આલી અવચળ છાપ,
અખેદાન લઇ દાદે આપ્યું, બાંયે ઝાલીને સવીયા બાપ;
ભંડારી લાખો સવા ભગતનો, સંત સાધની કીધી બહુ છાળ. ૧૧
ઉકા સતન નથુરામ અત્રલીયા, જેનું નામ લીધે જરી દુઃખ ન રે,
સાચ રાખી સવગણને સમરો, કરોડ ગુના લઈ દુર કરે,
અંગ ઢુકડા જમ નહીં આવે, કરોડ જોજન રહે છેટે કાળ.૧૨
ગોવિંદરામ નાથરી ભજે ગાદીયે, જેનાં મન સંકોમળ દેવમણી,
અરસમાંથી રહ્ન ચાલી આવે, જેને ધીંગો સવગણ નાથ ધણી;
અન તુટા કદીયે નહીં આવે, પરસન થયા છે જુગનો પાળ. ૧૩
આદે અંતના તારણ ઓધારણ, રંગપુરમાં બાપો બેઠા રામ,
ઝમરાળું વાસણું નાથ ઝાંઝરકું, ધર્મ પુન્યનાં બાંધ્યાં ધામ,
ધામ ફડાકા દીયે ધજાયું,વાગે ઘંટ સીંગી નોબત ઘડીયાળ. ૧૪
બાપારે છંદ લખીરામ બોલ્યો, ગુરૂ સાહેબનો થઇ ગુલામ;

નોકર ચાકર સદા નાથરા, સતગુરૂને મેં ભરી સલામ,
સતગુરૂ અમને રાખો ચરણે,તારાં દરશન કરૂં હું દીનદયાળ. ૧૫

છંદ ૨ જો.

૬૯

મથા મહેર દાદાની માંથે, સબી દેવતા થયા સરૂ,
અમરપટો સવનાથે આપ્યો. ગેબી ત્રુઠયા આપ ગરૂ,
તેજ ધુણી સવગુણની તાપ્યા, કીરીયા બંદગી ખુબ કરી;
ખુટે નહીં રધ્ધ નાથના ખાળે, ભંડાર ધીયારી, માદ ભરી.
દેવજગ્યામાં બેઠા દાદો, કરણી ગરેકે દીના જાય કલ્યા,
પીર ઉગમસી આપે પોતે, તુંને મથા અંગોઅંગ દેવ મલ્યા.
છડી નાથની હાથે સોંપી, પાલાણી ઉકાનું વેણ પલ્યું,
પરાભવ ટેલ કરી પરમાણી, મથા અવીચળ રાજ મલ્યું.
રાજ મલ્યું ને ખમીયા રાખી, ભક્તિમાં રહ્યાં સરૂ ભરૂ;
દયા કરી બેસાર્યા દાદે, ગાદીયે ગોવિંદરામ ગુરૂ,

---

## પરસોતમદાસની બનાવેલી.

### પ્રભાતી ( રાગ સપનાનો. )

૭૦

વાજાંને મૃદંગ, પડઘમ ઝાંઝરે વાગે,

મુને ભેટયારે ઉગમસી મારાં ભવદુઃખ ભાંગે.
ઝાળ મશાળાનો મેળો ઝાંઝરકે, અઢાર વર્ણ આવે;
મળીહા માતરૂં સાચી ધજાયું લાવેરે. ૧
અંદરા ઓછવ અત ઘણેરા, લીંબુહાર લળકે,
નીસાણુ ને નેજા, ઝાંઝરકુ ઝળોમળ ઝળકે. ૨
નવનાથ ને સીદ્ધ ચોરાસી દરગામાં દીઠા,
બાપાની જોડે બાવો ઉગમસી બેઠા. ૩
અકળકળા ઉગમસી પાસે, કોણે ના કળીઃ
સવગણુની સાયબી, મહારાજ ગોવિંદને મળી. ૪
જન તુંમારો સેવક જાણી, સવગણ રાખો સાચો,
મારા ગુરૂનો મહીમા પંડયો, પરસોતમ ગાયો. વાજાં ૫

---

## રે. માળોદના પરમા નથુનો બનાવેલો.

૭૬

૭૧

તખત ઝંઝપર બજાંડયુ ડુંડીયા,
મુંડીયા કરે કીલોળ મોલ્લે.
સંકા સવરાજરા ઠેઠ કાશી સણ્યા,
બાપજી કહુ કો થાકો બેટ બોલે.

સાપ માંડે જેહા પાપ સર્વે સડે,
સુખ ને દુખ સરવે જાયે ભાગી.
અલખ નારાયણરી ઉકા ભગતરી આગળ;
જુગપતી સવીયાણુરી જોત જાગી.
ઘંટ ઘડીયાળ નત નાથના ગડ હડે,
સંખ મૃદંગરા રંગ સાજે,
પાટ પુજા સડે નમે દેહ પૃથ્વી,
વંકડા સવીઆણુરા ત્રંબાળ વાજે;
પુરૂષ ઉકા ભગત સવીયાણુરા પોતરા,
લાવી આવી શ્રીફળ પાયે લાગે.
મંદ્ર મહારાજરા ભજે નત મેડીયું,
ભડા ભડ બેડીયું મારા નાથ ભાગે.
ટેલ બંનગી કરે સગાડે ટુકડા,
સેવા બનગી કરે ચીત સાખે.
પાંચ ક્રોડ જેમ ઓધારી પ્રહેલાદે,
અઢાર વર્ણંત ઓધારી ભગત ઉદે.



## પરમાનો.

છંદ ૨ જો.

૭૨

સુખ આપો ત્યારે ભજુ સવીયાણને,
અનંદી વરતાવજો ભગત ઉકા;
તાપને સંતાપ મટાડો દુડીયા, ૧
દુઃખ હભજયા તણા કાઢય જુકા
અમર બોલ સવીઆણરા, ઉતરે આરતી,
સારથી મહારાજરા મંત્ર સાંધ્યા
તવન વાંચી હવન ચડાવે દુંડીયો,
બાવનસો જુતરા મંત્ર બાંધ્યા. ૨
કૃષ્ણ મોહલે રમે એવી તારી દેવ ચડતી કળા,
ધર્મશાળા તારી અનાજધારી.
ધુપચડતો ધજે પીર અમર ધજા,
ત્રીલોકમાં વાસના જબર તારી. ૩
ભગત સવીયાણને મલક બાધો ભજે,
માન ગેમાનરી વાત મુકો;
સંત આવી સજે ને હલ ડોલે ડગે,
અડંગા નાથછે ભગત ઉકા. ૪

માહ મહારાજરી જરી સોના મખિઃ
ગડ હડે સાયરા ઇંદ્ર ગરજે,
પ્રેમ ક્રીરત કરે સાચરા પટાંતરે,
નથુરો નાથ સવીયાણુ નરભે. ૫

ભજન (રાગ મલાર)

૭૩

હુતો બલહારીરે સવગણ નાથને રે,
પીર ઉદ્દા પંખીના પ્રતીપાળ. ટેક.
માળા તો ફેરીરે પુર્વની મેડીયેરે,
ધુપ ચડયો ધર્યા હરી શું ધ્યાન.
કાનો ને ગોરોરે એમણે અમર કર્યા,
આપ્યા આપ્યા વૈકુંઠમાંરે વૈમાન હુતો. ૧
એતો જગ્યામાં રે ઉગમસી આવીયા.
બાંધી જેણે પુન્ય ધર્મની પાળ.
પંચાસી પરચા રે સવગણ પોરીયા,
એતો ભાળ્યા અણઘડનો અવતાર. હુતો. ૨
મુરત ઉગમસી રે ભાળ્યા મેં મહામણી,
નવે ખંડ નાથ તણા નીસાણુ;

પરચો આપ્યો રે પાદશાહ પાયે પડયો,
નમ્યા નમ્યા મુગલ ને મકરાણ. હુતો. ૩
દીયા ને મહેર રે વસે એમની દેઇમાં,
વશ્યા વશ્યા ઉગમસી.ને અવનાશ;
ગોવિંદ બીરાજે રે નાથરી ગાદીયે,
તેને વશ્યા સવગણ રામો ને સનાથ. હુતો. ૪
વાજંત્ર વાગે રે નાથરી વાડીયે,
વાગે વાગે ઘંટ સીંગી ઘડીયાળ;
પરમો નથુનોરે કે છે ભજને પ્રાણીયા,
બાજ્યા ઉગમસી એના એ બાળ હુતો. ૫

---

## પ્રભાતી.

૭૪

એ આ વેળાયે ભગત ઉકા, સત રાખો સવીયાણના;
ગાદીયે બ્રાજે મોટા ગુરૂ, દોકડા બેસે નહી દાણના ૧
પાટ ઠાઠ થાય પુજા, ભગતી ભજે ભગવાનની;
સંત સાથે કરત સુખી; ગડત નોબત જ્ઞાનની. ૨
માસ બારે ભરાય મેળા, જસનાથે સાધુ જમે;
મોરા કાનો સવનાથ ગુરૂ, શરૂ થયા આણે સમે. ૩

પીર સાચા ચીર પુર્યા, ભીડતાણો સુભણી;
સવનાથ હાથ કરત છાંયો; અડે નહીં ધારૂ અણી. ૪
પાપકુડ તમથી પાલે; ઠાઠ ઘાટ તમ થકી;
પરમો કહે તું ભજને પ્રાણી, નાથ ઉગમસી નક્કી. ૫

---

## સુખાનંદનો બનાવેલો

### છંદ.

### ૭૫

નાથ સવીયાણ યે ભીડ ભાંગે નથા,
પીર સવીયાણ યે દ્રદપાલે.
નવખંડ ફડાકો નાથના નામનો,
અઈગને ગુરૂયે ઓધાર આલે. ૧
નગારા નીસાણ ગડે છે નાથના,
સવીયાણ મહારાજની બડી સોભા;
દેગ અનરી ચડે તુંવારા દુવારે,
અરજુ કરે આવી મનુસ ઉભા. ૨
દુંટીયા તારતલ ભગ્ત ઓધારતલ,
સંતને સાધને બડી સુખી;

ઝારણી તણો મેળો ભરાય ઝાંઝરકે,
ખાધા પીધા તણી બડી ખુબી. ૩
ત્રણ ભવનમાં ભગ્તી તુંવાળી ઢુંડીયા,
ઉકડા ભગતરો વસવાસ આયો;
સમરણ તુંવાણું કરે છે સુખાનંદ,
મારે સવડા નાથરો અમર છાયો. ૪
બડાદેવ ઉગમસી સવીયાણકા બાલકા,
તાલકાવાળાઓ સંત તાગી;
નાથરા નામરો ઝંડો ફેરે નસા,
ભુત વપરીત એ જાય ભાગી. ૫
ત્યાં ચંદણ પોપરા વખાણું છોડવા,
વાય ગુરૂ તારી લીલી વાડી;
ઉકડા નાથરો અમારે આશરો,
દાદા સવગણની જે બોલાયે દાડી. ૬



હરદાસનો બનાવેલો

છંદ ૧ લો.

૯૬

સવનાથ સુરાણી ઝાંઝરકે સમરથ, સવનાથ ભજે મારો મન સરે;

અંતર સાચ જો રાખે ઉકાનો, તારૂં નામ લીધે વિકરમ નરે,
ધર્મ સદાવત બાંધ્યા ધીંગા, ધર્મ જગ્યા સમરથ છે ધામ;
અન સદાવત દાડી આલે; ગુરૂ ઉગમસી ઝાંઝરકે ગામ. ૧
ત્યાં તારણ તરણ ઝંઝપર દેવ ઢુંઢીયા,તસું ભજે વીકરમ ટળ્યા.
ઓલીયા પીર એ બડા ઉગમસી,મેટ કરણ દુઃખ મહારાજમળ્યા;
નિશાણ ગુરૂરા ફરકત નેજા, સબીનાથને ભરે સલામ. ૨
ત્યાં ગડે નોબત રંગપુરની ગાદી,મહારાજ મોહનલાલ ધર્મમણી.
રાખે સાચ રૂદામાં રામા; પ્રાયશ્ચિત થઈ જાય પણી પણી;
નવ નાથુ માઈલા નાથ નવાજ્યા,
સુંદર વદન મેં નીરખ્યા શ્યામ. ૩
જગ્યા ફકડ ઝમરાળે જબરી, શંકરરી ભગ્તી મળીયા શીવ;
આપ ઉગારણ તારણ ઉંકો, જુગ ઓધારણ મોટા જીવ;
ગોવીંદરામજી પુરૂષ ગાદીગે, રહ્યા ભીતરમાં સમર્યા રામ. ૪
આગે ભક્ત અનેક ઓધાર્યા,પીપો અમરીસદરૂ પ્રહેલાદ.
કાલુ કારણ દેવ કરણિગર, દરશન કારણ ફેર્યા દવાર;
ગરૂડ ચડણ ઉગારણ ગીરધર,કર્યા ભગત સંતુના આગે કામ. ૫
રામા અવતાર ધર્યો નારાયણે રઘુપત,દરશન પરસન દિનદયાળ.
સરીબાઇએ ભગવાન સંભાર્યા, બળતા મંઝારીના બાળ.
જગન બળનો આવ્યા જોવા, વીઠલ રૂપ ધર્યું તું વામ. ૬

નગર જુનોગઢ ભગત નરસીંહ,હરી સમર્થ તમે આપ્યો હાર.
નાસરી ગાંઠે નહતી નાગરને, હુંડી પોરી એક હજાર.
સામળસામી કરી સગાયું, દેશ દોકડો આપ્યો દામ. ૭
શીવશંકર મહાદેવ જડેસર શંભુ, શીવશંકરને પુજા નીત ચડે;
મહાદેવ ડુંગરા માથે માલેક, ગુરૂ નગારા નત ગડે;
નગરનો રાજા ત્યાં આવે નમવા, જડીયાને ભરે સલામુ જામ. ૮
પોઠ જરી પોકર ગઢ પોચ્યો, ગામ રણુંજે ઉતારી ગુણ.
હઠવાદ કર્યો વણઝારો હાર્યો, લઈ સાકરનો કરીયો લુણ;
જાજ બુડતા તાર્યા જળમાં, કરી ચાકર સુધાર્યા કામ. ૯
દન ઉગે દેગ ચડાવે ઉગમસી દાદો,બાપારી સોભા ખુબ બણી,
પચીસ જગ્યામાં પીર પાલાણી, મહારાજ ઉંડા તે પારશમણી;
સેવકરા કામ સુધારો સવીયા, હરદાસ ભગતરી પુરો હામ. ૧૦

---

ગરબી રાગ. ચાહ્યા આવે ઝાંઝરકે સંત.

૭૭

એવા સમરથ પીર સવીયાણ અજાસી એવા;
તુંને માને મોટા મીર, સૌ કરે સેવા. એવા. ૧
જુના પીર જબરાણ, જાગતી જોતે રે;
એવા પરચા ધારી પીર, પાલાણી પોતે. એવા. ૨

એવા મંદરમાં દેવે મોરાર, ઘેરી નોબત ગાજે;
વાગે ઘંટ નાદ ઘડીયાળ, વાજીંત્ર વાગે. એવા. ૩
દીચે સદર ખડીયા સવીયાણ, રાજી થઈ રેજા;
ગડહડે નાથ તણા નીસાણ, ફરકે નેજા. એવા. ૪
એવા રાખો મહારાજ સાથે મન, મોટાઇ તમે મેલો;
ગરબી હરદાસ પંડયો ગાય, સવનાથનો ચેલો એવા. ૫

## પંડ્યા રેવાદાસનો બનાવેલો

છંદ.

૯૮

ગામ અમર ઝાઝરકું ગાદી, ધણી પંડે અવતાર ધર્યો;
વાસ પુજા તમે લાધી વીશંભર,કોટ જગન મહારાજ કર્યો. ૧
મંદીર મેડીયું જોવે માનવ, આસક થઇ જાય વડા અમીર;
અકળ બડા પીરાણજએવા,તો પરગટ ભાળ્યા ગોવીંદરામપીર.૨
હાંડા ઝમરક તકતાની હારૂં, ગોળા ગોઠવ્યા નાથ ગણી;
જગતર માનવ આવે જોવા, ધામ બડા સવીયાણ ધણી. ૩
વાજાં મૃદંગ પડઘમ વાગે, ત્રેઇ ત્રાંસા ડંકાનો તાલ;
એક મને સાભળીયે ઉભા, તો હરી નામનો ચડીજાય હાલ. ૪
મંદીર માંયે બડી મુરતું દેરીઆંયે બેઠા દેવ;

અડસઠ તીરથ ઝાંઝરકે આવ્યા, સવગણ નાથની કરીએ સેવ. ૫
નાથ નવાજે થઇ જાય નરભે, પ્રાસત સરવે રહે પરા;
દુઃખ મટાડી કરે અનભે દાદો, ખોડયા ઝંડા નીસાણ ખરા.૬
વગડે ડોળાણ ડેરા વીણતી, નાગ કરડયો તીને છુટયા નીર;
વીસંભર નાથ વાળ્યા તમે વખડાં,પલક એકમાં પહોંચ્યા પીર.૭
ઢુંડીયા નાથ ધુણી તમે તાપ્યા, પીર ભવનની ખબરપડી;
અકળકળા પંડે ઉગમસી, સવીયાણ નાથની અમર છડી. ૮
ભગવાનભજ્યા ભઈ ભગતભાણદા,મહારાજ માવુભઈપારસમણી;
ભદર મહોલ બનાવ્યા ભગતે, અંદર ધટાએ નાથ આણી. ૯
ટેલ પ્રભુની કરી ઢુંડીયા, ધણી રઘુપત અકળક ળ્યા;
સતોપીર ઝાંઝરકે સવગણ,મહારાજ અંગોઅંગ દેવ મળ્યા.૧૦
વરસબાસઠ શંકરની વીશી, વાર સોમના દીન લીધો વાસ;
તથ તેરસ દન જુગતે તેડાવી,મહારાજ હતો ભાદરવો માસ.૧૧
ઉમરાવ બાહાએ કરે અરદાસ, સબી નાથને ભરે શલામ;
પીરાણ પંડયાને રહેજો પડખે, ગુણ રેવો એ ગાય ગુલામ.૧૨

---

પરભાતી ૧ લી. રામના લખ્યા સો નહીં મટે એ રાગ.

૭૯

મુરાણી રટણ મારે સાચનું, સવગણ નામ સંભારૂં ટેક.

ઉકડો નાથ બડા ઓલીયા, એવા પીર આપ;
તારણ તરણ છે હુંડીયો, જપો નાથના જાપ રે. સુરાણી. ૧
ગોવિંદ નાથ બેડા ગાદીયે, એ આવ્યા અજાચી;
આબુ ગીરનારના ઓલીયા, વાલો વંદ્રાવન વાસી. સુરાણી. ૨
તમારા નામનો હુંડીયા, ઓધાર સાચો અમારે;
દુઃખ ભંજન છે દેવતા, સવીયાણ કામ સુધારે રે. સુરાણી. ૩
રટણ રાખો ગોવીંદ રામના, એછે દયાળું દેવા રે;
રેવદાસને ચરણુંમાં રાખજો, ચરણની કરૂં સેવારે. સુરાણી. ૪

## પ્રભાતી ૨ જી.

૮૦

સંત સવગણ નાથ સેવો, દાડી ભજન કરો દલમાં;
ક્રોડ કલ્પના દુર કરી, પ્રભુ સંભારો પલપલમાં. સંત ટેક. ૧
હુંડીયા નાથે નાંખ્યા ધર્મનાં ટેકા, રાખ્યા દલજણે રામમાં;
અરસથી રદ્ધ ચાલી આવે, ધણી સત્તાના ધામમાં. સંત. ૨
બદ્રી નારાયણ કાશી જેવું બોલાય, શ્રી ગંગારા ધાટમાં;
મંદીરમાંયે જુવોને માલીક, પ્રભુ બીરાજ્યા પાટમાં સંત. ૩
સતગુરૂ ગોવિંદરામ આપે શિક્ષા, જેનો નેઠો જુવો નવ નાથમાં;

ફલ ખોજી તમે દેખો દુનીયા,હીરો આવ્યો છે હાથમાં. સં. ૪
સુરતા રાખો તમે નાથ સાથે, હરી રટણ રાખો હાલમાં;
કરજોડી એમ રેવો કહે, કાંઇક ભલું થશે કંગાલમાં. સંત. ૫



પ્રભાતી ૩ જી. જાવું હોય તીને જાવ ઝાંઝરકે એ રાગ.

૮૧

અવતારી પુરૂષ ઝાંઝરકે આવ્યા, મહારાજ ગોવિંદને માવ રે;
તેત્રીશ માયલા આવ્યા તપીયા, જુગત નમવા જાવે રે. અ. ૧
ક્રિયા સાચ વાસવંશ કીધી, ભક્તિ તણો તે ભેદ રે;
જીભ્યાયે મુખ રામ નામ જપે, તે વાંચે ગુરૂના વેદ રે. અ. ૨
પરચો તુમારો નવખંડ પુગ્યો, કાશી ગંગા કેદાર રે;
અરદાસે મનુસ હોડયા આવે, ઉગમસીના આધાર રે. અ. ૩
દેશ પરદેશ સમરે દાદા, એરાધ્યા અવીનાશ;
છાપ માંડે પાપ થઇ જાય છેટ, એવું સુરાણીનું સાચ. અ. ૪
પ્રજ તુમારા સામુ જોજો બાપા, અજાસી નવાજ્યા આપ;
ગુણ પ્રભાતી રેવો ગાયો, મુને બાંયે ઝલજો બાપ. અ. ૫



## કાળીદાસ સુખાનંદનો બનાવેલો.

### છંદ ચાલ સપાખરો.

૯૨

પીડા મટાડો હિ પ્રતીપાળ, મેં નાથરો ગરાયો પલ્લો;
મજાવર મહારાજ તણા, વધારણ માન.
ગડહડે નોબત્યું જ્યાં આવતો ઈંદ્ર ગાજે,
દાદા સવગણ તણા બડાદી દીવાન.
ગોવીંદ બરાજે સાજે ભજડે નાથરી ગાદી,
પીઠ જમી તણી ધણી, એવા દુજા નહિ પીર;
દેગ ચોખા તણી ચડાવી સવીયાણ દાદે,
આવે વરણ જ્યાં, નમે ત્યાં અમીર. પીડા મટાડો ૨
વાજાં છત્રીસ વાગે જ્યાં મંદીરમાં મોરલીવાળો,
અખંડ સમાદે જોત તેજરા અંબાર.
ધ્યાન ધરે ધુપ કરે, નાથરી તાપીયા ધુણી;
પીરના પરચા ઉગ્યા પુગ્યા ગંગાપાર. પીડા મટાડો. ૩
અજાથી નાથરે પાટ હાથ જોડી ઉવાં આવ્યો,
નાયો નરમદાજી તણાં નરમળાં નીર,
કરીયા જોગરી કરી નાથરી હજાર કળા,
પાળો વેણ આપરાદી ઉગમસી પીર. પીડા મટાડો. ૪

નરખી હરખી જોયા નાથરા ફરૂકયા નેજા,
ભેજ્યા વેણ ઉગમસી ઉગમતે ભાણ.
એકમના દાડે જ્યાં વરણ અઢારે આવે,
નાથના બીજનો દાડે, ચડે છે નીશાન. પીડા મટાડો. ૫
ગોવીંદે બનાવ્યા મોહલ નાથરી નોબત ગડી.
છડી હાથ નાથ તણી એવા બડાહી સધંત
રામવારી હોત છારી નાથજી અનંત રાખે,
ભાખુ વેણ બ્રમછારી તમને ભજંત. પીડા મટાડો. ૬
સુખડ ચંદન કેરા માળ લઈ બનાવ્યા સજા,
જાળીયાં માળીયાં ગોખ વખાણે જગત,.
અનરા પરવા બાંધ્યા ત્યાં ત્રેત્રી ક્રોડ દેવ આવ્યા,
શોભા જોવા આવ્યા, દેવ શીવને સગત પીડા મટાડો. ૭
કર્યો ઠાઠ થાંભલીરો કોરણી અજબ કરી.
છારી ફુલવાડી મોરી યાતો ચંપાકેરે છોડ,
મેડીયું મોલાત કરી ગોવીંદ મારાજ માવે.
જદુપતી અમર રાખે ભાયું કેરી જોડ. પીડા મટાડો ૮
બાસટો વર્સમાં તમે જુગતી બનાવી બાબા,
ઉજળા ઝંઝપર કર્યા સોનમેં અવાસ,
પુજા ચડી નાથતણી ઉગમસી તણા પંજા,

કાશીને મથુરાં જેવું બન્યુ હે કેલાશ. પીશ મટાડો ૯
ધજા બંધ સાચો ધણી જ્યાં નોબત્યું ગડે છે ધીધી,
હમાસા ધમાસા વાંકા લંબા જેસા હાથ,
કાળીદાસ અરદાશ કરે કવીરી ચતુતી કળા
નવનાથ માયલા પીર ભાળ્યા ગોવીંદાહી નાથ,પીડ.મટાડો. ૧૦

ગોપાળદાસનું બનાવેલું.

ભજન ( જમીયલસાને જુવારરે. ) એ રાહ.

૮૩

પરગટ સવગણુ પીરરે, ઝંઝરકામાં પરગટ સવગણુ પીર.
બારે માસે મેળો ભરાય છે, તમે ધારણ રાખો મનધીર, ૧
ભુખ્યાને તો ભોજન આલે નાગાને વસ્ત્ર ચીર. ૨
દેશી પરદેસી તારી જાતરાયે આવે આવી નમે છે અમીર. ૩
ગુરૂ પારતાપે ગાય ગોપાળો, મારૂં સાજું કર્યું સરીર ૪

બાવા રામદાસનાં ભજન.

ભજન ૧ ( રાગ હીરદાસના ભજનનો. )

૮૪

ગુરૂજી તમે ભલે આવીયા, આવે આનંદ લીલા થાયજી. ટેક.
ધજા ફરકે ધર્મની, તમારો મહીમા કળજુગ માંય.
સાંજ સવારે ચરૂ ચડે છે, ત્યાં અનેક માનવી ખાય. ગુ. ૧

સેવા ભગતને ચરણે લાગે, રાજા પરજા પાય;
દરશન કરી લ્યો દેવનાં ત્યાં પંડનાં પ્રાશ્ચીત જાય. ગુ. ૨
નરસઈ સાહેબના નામનાં ત્યાં અંદરા ઓત્સવ થાય;
ગુરૂ ગોવિંદરામ ગાદીયે ત્યાં આગળ મજાવર ગાય; ગુ. ૩
ઉગમસીની આગળે, ત્યાં ધુપ આરતી થાય;
સંખ તંબુરા ત્રોઇ ઝાલરી તો અનેક વાજાંવાય. ગુ. ૪
બોલ પીરના પાળ્યા બાપજી, કરી દુનીયા ઉપર દયા;
ગુરૂ ગોવિંદ પ્રતાપે ગાય, રામદા સવગણ ચરણે રીયા. ગુ. ૫

( રાગ ઉપરનો. )

૮૫

ઝાંઝરકે પીરાણ ભાળ્યાં, દુઃખ દુનીયાના ટાળ્યાં. ટેક.
સતગુરૂની સેવા કરી; કાળ ક્રોધ લઇ ગાળ્યા;
ઝાડ ઝપટને દુઃખ દભજ્યા, ફટકામાં લઇ વાળ્યા ૧
ઝારણીના દીને ઝાંઝરકે; ત્યાં ભગત થાય સૌ ભેળા;
અંતરજામીયે અવાજ આલ્યો, ત્યારે બારે માસે મેળા; ૨
ધણી પધારે ત્યાં ધ્યાન બોલાય ચડે ચરૂ સવેળા;
મંડલી વાળી બેડા મજાવર, ભગત ભાણુરા ભેળા. ૩
અંદ્રાપુરી જાણે કહીયે દેવની મઇ દેવના દર્શન પાયા
ગુરૂ ગોવીંદ પ્રતાપે ગાયે રામદા સદાય રાખો છાંયા. ૪

## ગરબી ૩ જી.

૮૬

નરભે પાયા નખાવ્યા નાથ, મહોલ બનાવ્યા રે;
હાય અંઝરકામાં ઝીકોળ, જગત રચાયા રે. નરભે. ૧
ગુરૂ આદીયે ગોવીંદરામ, સેવા કરૂં સાચી;
મુને બુડતાં ઝાલો બાંય, છું હું વીશવાશી. નરભે. ૨
તમે રંગ મહોલે રૂગનાથ, ઢોલીયા ઢાળ્યા રે,
ત્યાં પ્રભુ થયા પરસન, સનમુખ ગુરૂ ભાળ્યા રે. નરભે. ૩
બાંધ્યાં ધર્મ તણાં ત્યાં ધામ, ધણી સાચા ધારી રે;
કાઢયા કાળ કાળીંગો ને ક્રોધ, વખીયા વારી રે. નરભે. ૪
મારા હોય ગુના હજાર, માપ કરી માનો રે;
કરી મેઘ વાળ ઉપર મહેર, થાપ્યો કોટવાળ કાનો રે. નરભે. ૫
અમે આવ્યા અવનાસિના ઓળે, ચરણે સુખ પાય રે;
ગુરૂ પરતાપે રાસદાસ ગાય, સદા સુખ પાયા રે. નરભે. ૬.

## ગરબી ૪ થી.

૮૭

આવી ચરણે નમે સંસાર, નમે નરનારી રે;
બાવો દેશ પરદેશે પુજાય, દેવ મોરારી રે. આવી. ૧
મહારાજ મોહું માંય, બેઠા નીજનામી રે;
તમો રાખો વરતી વીશ્વાસ, વાલાજીની સામીરે. આવી. ૨

આવી સવગણુ ચરણે છાપ, દેવાય દુવારે;
રાખો દુંડીયા તણી ટેક, પાય લાગુ પારે રે. આવી. ૩
એવા માંથે મુગટ મારાજ, મંદરમાં માલે રે;
પુત્ર ધન પરવાર, અંતરજામી આલે રે. આવી. ૪
મળ્યા અલખ પુરૂષ અવનાસ, અવાજ આલ્યો ભારે;
ગોરો ગોવીંદને કરશન કાન, ભગત છે હારે. આવી. ૫
ચડયો રાજાજીને રંગ હરીના હજુરીરે;
જોજો દુવારની દરખત સદા શિવપુરીરે. આવી. ૬
તમો છતર ધારી સવીયાણુ, લેર મુંપર લાવો;
ગુરૂ પરતાપે ગરબી ગાય, રામદાસ બાવોરે. આવી. ૭

## ભીમદાસનું બનાવેલું.

ભજન (મારા મનના માલીક મળીયા) એ રાગ,

૮૮

તમે સદગુરૂ સાથે બાંધી સુરતી,
રાખો પ્રભુની સાથે પ્રેમ પ્રિતી; ટેક.
તેજા કરૂકે નાથનાને ગુરૂ ઝાંઝરકે ગામ,
ત્યાં ધણી સવગણનો ધામ;
કળજુગમાં તેની કિરતી,
રાખો પ્રભુની સાથે પ્રેમ પ્રીતી. ૧

ગામ ઝાંઝરકુ ધામ ગુરૂનો, પરમારથમાં પુરા;
તમો સતવચના સુરા, વાલાજી સામી રાખો વરતી.
રાખો પ્રભુ. ૨

દેશી વીદેશી દેદારે આવે છે, નમણુ કરે છે નરનારી;
તમો કૃપા રાખો કિરતારી,
મહારાજ દેજો મુને મુક્તિ. રાખો પ્રભુ. ૩

સમરણ કરી તમે નાથને સેવો, કરો સુકરીત કામ;
રાખો રૂદીયામાં ગોવીંદરામ,
જગપતીયે બનાવી જુક્તિ રાખો પ્રભુ. ૪

દાસ બીમા પર દયા કરીને, દુઃખ મારાં હરજો;
મારા કોડ ગુના માફ કરજો.
ભવો ભવ દેજો મુને ભકિત. રાખો પ્રભુ. ૫

## મુળજીદાસનું બનાવેલું.

(રાગ કાનરો)

૯

દરશન કરવા ચાલોને જઇયે, દુખ્ખ ટળે ને સુખીયા થઇયે; ટેક
ગામ ઝાંઝરકુ ધામ બાંધ્યુ છે, રીદ્ધિ સીદ્ધિથી ભરપુર રહ્યું છે. ૧
પંથજ પ્યારો નામથી તારો, વહારે ચડીને વહાલા અમુને ઉગારો. ૨
મતિ મંદ મારી સુધારો સ્વામી, આપ ચરણ નમું શિશનામી. ૩
દાસ અનુદાસ આપને આશે, સૌ સંતન કે ચરણે નમે છે. ૪

ભાગ ત્રીજો સમાપ્ત.

# શ્રી મહાત્મા સવગણુદાદાના
# પદ પરચા પ્રકાશ.

## ભાગ ચોથો.

### પેટલાદના પંડયા હીરાલાલનાં ભજન.

ઈશ્વર સ્તુતી.

૯૦

નમુ પ્રેમે જુગલ પદ ઇશ્વરા ધણી,
ઈશ્વરા ધણી, તુજ કરૂણા ધણી. ટેક.
હું તો પ્રાણી પામર જાતી, અલ્પ બુદ્ધી છે મારી;
વર્ણન કરતાં પાર ન પામું, અકળગતી છે તારી. ૧
આઠ પાડને જળના જીવડા, જગ્ત સેસ સીર મણી;
થંભ વીનાનું ગોળ થંભાવ્યું, આભને નથી કંઈ અણી. ૨
ઈંડ પીંડને બ્રમંડ વ્યાપી, જુગ્તી રચાવી ઘણી;
અધીકાર માણસને સોંપી, ઉપર રહ્યા તું ધણી. ૩
અમે તે પાપી જન બીચારા, ગુના સકાય નહીં ગણી;
પાપ હમારાં માફ કરજો, અરજ હીરાની સુણી. ૪

## સ્તુતી ૨ જી. શ્રી રાધીકા પતી ( એ રાહ ).

૯૧

શ્રી સતગુરૂજી દેવ, વંદીયે તતખેવ;
પ્રેમધરી પુજીયે, કરીયે તમારી સેવ.
સુદ્ધ બુદ્ધ સારદા વાણી આપો, ગુણ તમારા ગાઇયેજી;
મનમાં રૂડાં મંગળ ગાઇને, મોતીડે વધાવુંજી. ૧
સેવક જનને સરણે લેવા, મારા મહોદલે આવ્યાજી;
અમીરસને જ્ઞાન ગરીબી સાથે લેતા આવ્યાજી. ૨
ધન્ય ધન્ય પ્રભુ ધન્ય ધન્ય ગુરૂજી ધન્ય તમારૂં નામજી;
દીલના વીષે દાસ સમજી, પુરો હૈયાની હામજી. ૩
ગુરૂ માતા ગુરૂ પીતા ગુરૂ સગાને વાહાલાજી;
ગુરૂ વીના મુને ઘડી ન ચાલે ગુરૂ થકી નત લાલાજી. ૪
કલ્યાણદાસ નાનક સાહેબ તે જાણંદ કુલ કહીયેજી;
કલ્યાણરૂપી કંઠી બાંધી તેને કેમ વીસરીયેજી. ૫
હું બાળકો ગુરૂ અંબારામનો સતગુરૂ ચરણે રહુછું જી;
વીશેસ દઈવત મત હમારો ગાન ગરીબી ગઉછું જી. ૬
હીરા ઉપર હરખ કરીને અભેદાન તો આપોજી;
સ્થાન આપોનુ મુજને આપો કથીર કાઢી નાખોજી. ૭



### સ્તુતિ ભગવાનપતી નાદાન ( એ રાહ ).

૯૨

સઉ સમરોને સતગુરૂ દેવ કરો નીત્ય સેવ ભજને ભવ તરસે;
જેણે જાણ્યા નથી જુગદીસ ને રખડી મરસે. ૧
હું સમરૂ સારદા માત આપજે વાત સુધ્ય ને સાર;
હું વર્ણન કરતા અટકું નહીં તલભાર. ૨
તમે તારયો પીપો પ્રહેલાદ, રાખી તેની લાજ, એવા કામ કીધા;
મીરાબાઇને પાયા વીષ તે અમરીત કીધા. ૩
સુદામો હતો તારો દાસ, પુરી તેની આસ, ભક્તી તેણે કીધી;
ત્રણ મુઠી તાંદુલની માટ આલી નવનીધી. ૪
તમે જમ્યા વીદુરના ઘેર ભાજી, થયા પ્રભુ રાજી, દુઃખ હરી લીધા;
કેશવજીને કૃપા કરી અભયદાન દીધા. ૫
મેતો નરસી જમવા ગયા, તરસા થીયા, મળી નાત ભારી;
વાહાલે લીધું નારીનું રૂપ હાથમાં ઝારી. ૬
હીરો અરજ કરે છે થોડી, બેઉ કરજોડી, અરજ ઉર ધારો;
જરા ઝાલીને જમણો હાથ પાર ઉતારો. ૭

( રાહ ) ઉપરનો ભજન ૪ : થું.

૯૩

ઓ ભગવાન તુમારા કામ પડયા છે
હમને કરો સંટક સમયમાં સહાય વંદીયે તમને;
મારૂં નામું લેખુ ઓ નાથ, તમારા હાથ, વીચાર તેનો કરજો;
મુજ પાપીતણી પોકાર ધ્યાનમા ધરજો. ૧

મારા પાપતણું છે રૂણ, તમુ વીના કુણ, બક્ષીદે બાપા,
આ વેળાયે તો દીનાનાથ ગણશો નઈ કાપા. ૨

હતું એવું હીરાયે કહ્યું, બાકી જે રહ્યું, હોય તો જોજો;
કરી પાપ હમારા માફ દુઃખડાં ખોજો. ૩

વાર વીસ્રુ કરી ( એ રાહ ) ભજન ૫ મું.

૯૪

જદુપતી પ્રભુ તમે વહાર વેલા આવો રે
મારા પાપ કરવા માફ ગરૂડે ચડી ધાવોરે. ૧

સાખી

સપનાંમાં શીરો જમુ તેથી ભાંગે નહીં ભુખ,
જેવું ઝાકળનું નીર છે તેવું સંસારી સુખ;
એવું જાણી પ્રભુ હું કરૂં છું અરજ તારીરે,
આપો આજ રાખો લાજ આ વીનંતી મારીરે.

દયા કરીને દુખડા ટાળો દીનાનાથ,
ભવસાગરમાં બુડતો દેખી ઝાલો હાથ.
મને તારો પ્રભુ છે ભરૂસો ભારી રે,
કરશો સહાય ભવની માંય લેશો મુજને તારીરે. જ.

પસ્તાવો મમ પાપનો કરૂં શું તારી પાસ,
માફ કરો મુજને પ્રભુ રાખુછું વીસવાસ.
મારા માટે પ્રભુ કરસો સલાડ સારી રે,
આપસો સુખ ટાળસો દુખ આસા છે ગીરધારી રે. જ.

ભગત વત્સળ પ્રભુ રાખો છો બહુ લાજ,
અગણીત ફેરા આપને ધન્ય છે જય મહારાજ;
દયાનીધી છો દેવ હરીનાં અંતરજામી રે,
કહું છું નાથ જોડી હાથ ગાઉછું સીસ નાંમી રે. જ.

---

ભજન ૬ હું તું શાણી સમજુ થઇને (એ રાહ.)

હૃપ

નથી કોઇ જગના વીષે માહારૂ રે, જગતારક દાતા;
મુજને બચાવજો રે, આરે સંસારમાંતો નથી કોઈ મારૂં વહાલા.
લેણા દેણાનું મળીયું લહારૂ રે, જગતારક દાતા. ૧
આરે ભવસાગર વહાલા મહાજળ ભરીયો રે વહાલા રે.
નથી નીકળવાનું રહ્યું બારૂં રે, જગતારક દાતા. ૨
નથી કાંઈ ભક્તીનું બળ નથી કાંઈ પુનનું ફળ;
નથી લીધું નામ નીત તારૂં રે, જગતારક દાતા. ૩
જગનું જળ અમૃત કીધું, ખોબે ખોબે મુખમાં લીધું;
પીધા પછી તો લાગ્યું ખારૂં રે, જગતારક દાતા. ૪
વાગ્યા કેડે સઉને વીતે, જગતને કોઈ નવ જીતે;
હીરાને તો સમરણ લાગે સારૂં રે, જગતારક દાતા. ૫

ભજન ૭ મું. મારો હીરો હેરાણો કંચનમાં. (એરાહ)

૯૬

મુને મારી કટારી મેરે જાનુમેં,

પહેલા મેતો ગુરૂજીકું મીલીયા નામ નોધા દીયા પાનુમે. મુને ૧
દીયા કરી ગુરૂદેવ મુજપર શબ્દ સુના દીયા કાનુમે. મુને ૨
ઓહી શબ્દકુ મેં પકર કર બેઠા સદા સ્વરૂપ મેરે ધાનુમે. મુને ૩
ઓહી શબ્દ કોઈ કહ્યામા નાવે, સંતસમઝયા તેરી સાનુમે. ૪
હાથ જોડીને હીરો હરી ગુન ગાવે, સદા રહેતાહે ગુલતાનુમે. ૫

---

ભજન ૮ મું ભાઇલાલજીની (કવાલી.)

૯૭

ભજન કર ભાઈ ભવ તરવા, જગતમાં જનમ્યા જન મરવા. ટેક
દુનિયા દો દિનકી હેબાજી, દેખ કયું હોતા હે રાજી. ભજન. ૧
ફજરમાં ફુલ જબ ખીલતા હોઘડી પીછે નઈ મીલતા. ભ. ૨
એસીહે અલખકી ખુબી, માયામાં કયું ગયે ડુબી. ભજન ૩
સ્યામાકે સંગુમે બંદા, ફસાકે કયું હુવા ગંદા. ભજન. ૪
માની લે મુર્ખ કથા મેરા, મીટાદે જન્મકા ફેરા. ભજન. ૫
અબી કર સુકર્મ સારા, સફળ જલદી કર જનમારા. ભજન. ૬
હીરા કર ભજન કર ભગતી, પાવેગા પ્રભુમે મુગ્તી. ભજન. ૭

## ભજન ૯ મું. (કવાલી)

૯૮

સમરન કર સાહેબકા બંદા, છોડ પરનારીકા ફંદા. સમરન. ૧
કરેગા ખોખા તુજે ખાઈ, પીછુંસે બહોત પીસ્તાઈ. સમરન. ૨
નરકકી ખાન હે નારી, હરીજન કહેતા પોકારી. સમરન. ૩
જગતમાં વાગ્યા તેને વીત્યા, નારીકું કોઈ નવ જીત્યા. સ. ૪
દુનીયા સબ નારીસે હારી, સીખામણ માન તું મારી. સ. ૫
નેનુમે કાજલ એ બાતી, નેનુશે ખપર ભાર ખાતી. સ. ૬
પતીવૃતા નારી હોય શાણી, ઓહી હે રત્નકી ખાણી. સ. ૭
દુસરી સબ દેખકે કેહેતા, હીરા નેનભર ભરકે રોતા. સ. ૮

## ભજન ૧૦ મું. (કવાલી.)

૯૯

ખુદાકા ખેલ હે ન્યારા, મઉલાકું યાદ કર પ્યારા. ખુદા. ૧
દુનીયાકી બાજી સબ જુઠી, મલેગા વાલેકી મુઠી. ખુદા. ૨
કમાણી કરનેકુ આયા, ગાંઠેથી મુડી બી ગુમાયા. ખુદા. ૩
હીસાબ હરી હાથેથી થાસે, ફજીતી થઇ ઈજત જાસે. ખુદા. ૪
હજુરથી હુકમ એવો થાસે, નર્કમાં નરને નખાશે. ખુદા. ૫
માટે કર ભજન ભેદ ભાળી, બાંધીલે પાણી પેલી પાળી. ખુદા. ૬
વખત જ્યારે આવસે છેલી, હીરાને છે અલાબેલી. ખુદા. ૭

---

## ભજન ૧૧ મું.

૧૦૦

જ્ઞાન વીના નર કયું ભુલ્યા
દેખી માયા ને મુરખો ફુલ્યા. જ્ઞાન.
ઊંધા માથે તુને ઊદરમાં રાખ્યો તો,
તે તો તું ભુલી ગીયો છું ક્યા. જ્ઞાન.
વચન આપીને તું તો બારણે આવ્યોરે,
ભક્તિ મારગમાં ભુલ્યો તું ક્યા. જ્ઞાન.
હરિનું ભજન તારા સ્વપ્ને ન સાંભળ્યું;
મોટાઇ મારગમાં મુવા ફુલ્યા. જ્ઞાન.
ભક્તીની જુગ્તિ ભાઈ જેણે ના જાણીરે;
તેના મનખામાં શું હો થુ ક્યા. જ્ઞાન.
હીરા ભજીલે હરી મનખો નહી આવે ફરી;
હજુ સમજી લે કહું છું હું ક્યારે. જ્ઞાન.

---

## ભજન ૧૨ મું. (સો ફેરા સમજાવું—એ રાગ)

૧૦૧

હજાર કરોને ઊપાય અકરમીનો, અભાગીયાનો હેવા નઇ જાય;
પોપટની પેરે કાગને પાળો, સોનાની સળીયુનો કરીઆલો માળો;
તોય ન જાય તે તણો ચાળો. પોપટની પેરે. હજાર. ૧

કોલસાને લઈને દુધમાં બોળો, સાબુ લગાવી સુનાથી ચોળો;
તોય કોલસો કાળો ને કાળો. કોલસાને લઇને. હજારૂ. ૨
વસીયરને કોઈ અમૃત પાવે, મીઠા ફળ લાવી તેને ખવડાવે;
તોય પણ તેનું ઝેર નઇ જાય. વસીયરને કોઇ. હજારૂ. ૩
ઘડીયે ઘડીયે મુકો કુતરાને હાંકી, તોય ન લજયા વળે તન થાકી;
હીરા કહે તેમાં શું રહ્યું બાકી, કુતરાની પુંછડી વાંકી ને વાંકી.
હજારૂ. ૪

ભજન ૧૩ મું. (સાવરીયો મન ભાયોરે—એ રાગ.)

૧૦૨

લગા દે ભજન કેરી ધુનીરે લાખો વાર.
દુનીયા હે નદીકે પાની, દેખી કયું ભુલ્યો હરામી;
ભજન વીના જાસો હારીરે. લાખો વાર. લગા દે. ૧
જાગીને જો તું જરી, મનખો નહી આવે ફરી;
ભજી લે હેતેથી પ્રભુ હરીરે લાખો વાર. લગા દે. ૨
મધ્યાને ઊંઘ ઊરાડી, ભજન કરો રાત ને દાડી;
હજુરમાં મનાશે અરજ તારીરે લાખો વાર. લગા દે. ૩
મુવા પછી મુક્તિ તારે, ફેર જનમ નઈ કોઈ વારે;
પછે તું સરગનો અધિકારીરે લાખો વાર. લગા દે. ૪
હીરા કહે છે અરજી મારી, સુણી પ્રભુ લેશે તારી;
પછી થાશે મારે આનંદકારીરે. લાખો વાર. લગા દે. ૫.

## ભજન ૧૪ મું ( ધોળ )

૧૦૩

આ કેવો રચીયો ખેલ ખલકનો ખુદાયે ખુદાયે.
પ્રથમ પાણી ને ધરતી પછી આભ સુર્યની આકરતી;
એ ચકર ચકર બહુ ફરતી. ખલક. ૧
મહીં ઝાડ પાડ ને દરીયો, એ નદી નાળાયે ભરીયો;
એ કોઇના જાય કળીયો. ખલક. ૨
પ્રભુએ મન વીચારયું આ જગત બન્યું બહુ સારૂં;
મહીં માણસ મુક્યું ગુણ ગારૂં. ખલક. ૩
માણસને અજ્ઞા આપી, તમો કોઈ થાશો નઇ પાપી;
ખુસીથી રહીને ખા પી. ખલક. ૪
નરનારી પાપમાં પડીયા, પ્રભુની નજરે પડીયા;
પછી નરક સરગ બે ઘડીયા. ખલક. ૫
હીરાના હરી બહુ મોટા, એણે નથી રચ્યા કાંઇ ખોટા;
મારા ગુરૂ ગુલાબના ગોટા. ખલક. ૬

## ભજન ૧૫ ( સદા સંસારમાં—એ રાગ. )

૧૦૪

સદા સુમરન પ્રભુ ધ્યાન એક ચીતે ધરીયે,
આપે જેવા દીન સુંદીર સ્યામ, તેમાં રાજી રહયે.

સાખી.

ફુલયા ફુલ પરભાતમાં, કલીયુ કરો વીચાર;
કાયા કાચો કુંભ છે, કયાં સુધી ટકનાર. સદા. ૧
હોય પુન્ય પુર્વે તણા, તે આ ભવમાં મલનાર;
કરશો ઉધમ હરી વીના તો કછુ નથી વળનાર. સદા. ૨
બાજી રમી બજારમાં, દેખો ચતુર સુજાણ;
ભુલવણીમાં ભુલીયા, એકલસંગી ભાન. સદા. ૩
સુખીયા તે દુઃખીયા થીયા દુઃખીયા સુખીયા જાણ;
સુખદુઃખ આ સંસારમાં કરયા કરમ પરમાન. સદા. ૪
સુખ જોઇને હસવુ નહીં દુઃખ જોઇને મત રોય.
હાથ જોડીને હીરો કહે, કરમ પરામત હોય. સદા. ૫

ભજન ૧૬ મું.

૧૦૫

આવો સામળીયા વાલા નીદ્રાથી જાગીરે,
ગુણવંતી ગોપીયુના મંદીર તજીનેરે;
કુબજાની બાવટ તમે બાગીરે સામળીયા,
દુરીયોધનનો તમે મેવો તજીને, બાજી વીદુર ઘેર માગીરે. ૨
સોળસે ગોપીની સાથે રંગ રમીયા રે
પંદર તીથી તમે ત્યાગીરે; ૩
હાથ જોડી હીરો ગુણ ગાયરે વાલા,
તુમારા ચરણમાં મુક્તિ માગીરે. ૪

ભજન ૧૭ મું (આવો આવો પ્યારા મારા)

૯૦૬

કહોને ગુરૂજી મારા કેવી રીતે તારણ થાસે, જવા એ પ્રભુની પાસે.
ગુરૂ કહે ભક્તિ સારી દુનીયાથી રહેવુ ન્હારી
જુઓ મનમાં વાત વિચારી સફળ બુદ્ધી થાસે તારી. ૧
ગુરૂ કહે રહેવું સંસારી બને જોડે નરને નારી;
દાન ધરમ કરવું ભારી સગાળસાની વાત વીચારી. ૨
કાલ ક્રોધ મોહને મારી ઉઘાડો સ્વરગની બારી;
જેથી પ્રભુ લેશે તારી થસે તુને આનંદકારી. ૩
પીતા અને માતા તારી સેવા તેની કરવી સારી;
પ્રભુજી લેશે સ્વીકારી રાજી થસે દેવમોરારી. ૪
અંબારામની શીક્ષા સારી માની લેજો નર ને નારી;
હીરા ભયા આનંદકારી ધન ગુરૂને બલીહારી. ૫

૧૮ મું. (ગાફલ ગુમાર) એ રાહ.

૯૦૭

મુરખ જીવ તું શું મીથ્યા સુખ માણે,
કલપના કરે છે કુડી વખત કેવી જાય છે,
રૂડી ગુમાવી શું બેઠો મુડી, ઠગાઈના ઠેકાણે. ૧
મદમાં ફરે છે માતો, ગુણ નથી પ્રભુના ગાતો;
મોટાઇની ન કર વાતો, પોતે શું વખાણે. ૨

મ્હારૂં મ્હારૂં શું કરે છે ફોગટ ફેરા શું ફરે છે,
ભક્તિ કરતાં મરે છે આવા રૂડા ટાણે. ૩
હીરો કહે છે પોકારી કાયા કરમાશે તારી,
જીંદગી નથી રહેનારી નક્કી વાત જાણે. ૪
ભજનમાં છે સાથી સારૂં બીજુ સર્વે અરકારૂ,
થવાકાળ તે થનારૂં લખત પ્રમાણે. ૫



૧૯ મું ગભરામણ ઘડપણમાં આવે છે ઘણીરે. (એ રાહ)

૧૦૮

આ કાચી કાયા જાસે પડી પડીરે, આ કાચી જાણી કાયા;
માટે મુકો મમત માયા સૌ જુઠું જાણીને લેજો, ભક્તિમાં લાગુ રેજો
આ મોંઘો મનખો ના ખોઓ રડી રડી રે. ૧
આ સગા જગાંને વહાલાં, એ થોથા છે સૌ ઠાલાં;
અંતે કોઈ તારૂં નથી તું શીદ મરે છે મથી,
પસ્તાવો બહુ થાશે તુને છેલ્લી ઘડી રે. ૨
તું બાળાપણમાં રમતો જુવાનીમાં બહુ ભમતો,
ઘડપણે ગોવીંદ ના ગાયા મુકી મુવા માયા,
એ માયા તો કાયાને જાસે નડી નડી રે. ૩

અંતે કંઈ નથી તારૂં જો જરા મનમા વીચારૂં
તું ભજન કરી લે ભુંડા મોટાઈનો બાગને ઠુંઠો,
મોટાઇમાં મુક્તિ મુવા નહિ તને જડીરે. ૪

આ હોય સીખામણ સારી તો માનો નર ને નારી,
અંબારામ ચરણે રહું છું હું ગુણ ગોવીંદના ગાઉ છું
આ હીરો ગુણ ગાય પ્રભુ પગે પડી રે. ૫

ભજન ૨૦ મું.

૧૦૬

ભાઇયો તમો મોટાઈ મુકીને ભજો રામાઁ,
એતો છે બધા જક્તના ભામા;
કોઈ કહે છે મારે છોકરા ને છઈયાં કોઇ કહે છે મારા ગામા,
કોઈ કહે છે બંધનની બેલ છે એતો જક્તના ભામા. ૧
કોઇ કહે છે મારી સાસરીનું સુખ છે સારી મળી છે મુને શ્યામા;
કોઇ કહે છે જમાઈ ને દીકરી, તે પણ જગતના ભામા. ૨
કોઇ કહે છે મારે સોળ સણગાર છે, છે મારે જરકશી જામા;
કોઈ કહે છે મારે જણસોની જોડ છે, એ પણ જગતના ભામા. ૩
કોઈ કહે છે મારે ધન દોલત છે, મોટા કીધા છે મેં કામા;
કોઇ કહે છે હમે નાત પટલીયા, એ પણ જગતના ભામા. ૪
મોટાઈનો માગ નહી અધ્યાનો લાગ નહી
મોટાઈ મુકી દે મારા મામા;
હીરો કહે હરીના ભજન વીના બધું, જગ્ત સારા સમજો ભામા. ૫

## ૨૧ શું. સીતાપતીનું નામ સાર. (એ રાગ)

૧૧૦

સાચુ કહો તો સારૂ લાગે મારી વરતી બાઈ,
સાચુ કહોતો સારૂ લાગે;
શું રે કરવાથી મારા પાતક ટળસે બાઇ,
શું કરવાથી ભ્રમણા ભાગે. મારી. ૧

શું રે કરૂં તો હું તો પ્રેમપદ પામું બાઇ,
શું રે કરૂં તો પતો લાગે. મારી ૨

ઉતર નીચે મુજબ બાઈ બોલી.

સંતોસે સાહેબ તુને મળશે મારા મનવા વીરારે,
સંતોસે સાહેબ તુને મળશે.
ગુરૂના ગનાને તારી ભ્રમણાયુ ભાગે વીરા,
પુન્યથી પાતક તારાં ટળશે. મારા. ૧

ભાવ ભકતીથી તમે પ્રેમપદ પામશો વીરા,
પુરણ પ્રેમથી પતો મળશે. મારા. ૨

ગાય છે હીરો હરી અંબારામના ચરણે વીરા,
વેઠનો વારો તારો ટળશે. મારા. ૩

## ૨૨ મું ગોવીંદ ગુણનાપતી અકુગગતી (એશાહ).

૧૧૧

તારો અવસર એળે જાય માણીગર મોઈ શું રહયો,
કાયા રત્ન છે કારમુ, જેમ નદીયે વહેતું નીર;
આજકાલમાં જતું રહેશે, ચેતી જોને મારા વીર. તારો. ૧
બાળપણું રમતમાં ખોયું, જુવાનીમાં ગીધારાજ;
ઘડપણ ગાંડાઈમાં કાઢયું, છુનાં કહોને નથી લાજ. તું મોઈ. ૨
ઉંમર માયાની જાળમાં, ફસાઈ રહ્યો ગુમાર;
લાજ વીનાના માનવી તારો એળે ખોયો અવતાર.તું મોઈ. ૩
મોહ મચ્છરને તાગીને, મુકો કુળ અભીમાન;
સતપુરૂષની સાથમાં રહીને, ભાવે ભજો ભગવાન.તું મોઈ. ૪
ચતુર હશે તે ચેતશે, ઉંઘશે હરાયા ઢોર;
હાથ જોડીને હીરો કહેછે, પ્રભુ રાખો ન કાંઇ ઠોર. તું મોઇ.૫

૨૩ મું.

૧૧૨

ગાજો ગાજો ગોવીંદ ગુણ ગાજો,સદગુરૂના ચરણમાં રહેજોરે હો જી.
સવા ભગતની રૂડી શાકબી, ખરચે ખુટી ના જાય;
જતન કરીને જો રાખે જાળવી તે કદી ના કરમાય. ગાજો. ૧
રંઅપુરમાં બાવો રામ બીરાજે, ઝાંઝરકામાં સવગણ;
કેસરડીમાં જોધપીર એને ભજવાથી છુટે અવગણ. ગાજો. ૨

ગોવીંદ પીરના ગુણ જે ગાએ, ભુખ્યા હંસે તે ધરાશે;
ભાવ રાખીને જો ભક્તી કરશોં, વંઝયાને પુત્ર થાએ. ગાજો. ૩
ગામ પેટલાદ જાતે બ્રાહ્મણ, સાખે સુસીર માળી;
હાથ જોડીને ગાય છે હીરો, મારી દુઃખને દવઝા ટાળી. ગાજો. ૪

૨૪ મું ( રાગ ધોળ. )

૧૧૩

સખી દીવસ દીવાળીનો આજ, મારા આંગણીયે;
સખી બાંધ્યા છે તોરણ બાર, આંબા પાંખડીયે. સખી. ૧
આજે પ્રભુ પધરાવ્યા ઘેર, સાંભળો સાહેલી;
મારા હૈઇડે હરખ ના માય, આનંદની હેલી. સખી. ૨
સખી સત્ય પ્રભુજી દેવ, મારા મન વસીયા;
સામળીયો સુંદીર સ્યામ રંગના છે રસીયા. સખી. ૩
સખી વધાવો સુંદીર સ્યામ, મળી સૌ વહાલાને;
પહેરાવો પુષ્પની માળ, નંદના લાલાને. સખી. ૪
હીરાને થયો છે આનંદ. ઘોળા પાન દુધડીયે;
આજે માગ્યા મળયા છે મેહ વરસ્યા મોતડીયે. સખી. ૫

૨૫ મુ. કાનડે.

૧૧૪

કર મન ભક્તી ભાવથી ફળશે,
મળશે મુક્તી ને કુમતી ટળશે. કર મન. ૧

ઇંગલા ને પીંગલાના છોડી દે ફંદા,
સુખમણા સાધન સાધી લે બંદા   કર મન. ૨
તરવેણી પર ઠરસે સુરતી,
અદ્રસ્યથી દેખે મંગળ મુરતી.   કર મન. ૩
ત્યાં જઇ સંતો ઘાલી દીયો ઘેરો,
જનમ મરણકો ટળી ગયો ફેરો.   કર મન. ૪
દવાર દીધેલી એક દેરી છે ઊંચી,
સદગુરૂ પાસે તેની મળશે કુંચી.   કર મન. ૫
સંતોના મનતો આ વસ્તુ છે સહેલી,
હીરાના રૂદીયે આનંદ રેલી.   કર મન ૬

---

૨૬ મું. ( રાગ ઉપરનો. )

૧ ૫

જાગીને જો તું આ જગતમાં આયા,
જ્ઞાન વીના શું આ જન્મ ગુમાયા.   જાગી. ૧
મારૂં ને તારૂં કરતો ફરે છે,
સ્વારથ સાધીને પરધન તું હરે છે.   જાગી. ૨
કુડી કમાણીના છોડી દે ધંધા,
ખુલી આંખોથી જરા જોઈ લેને અંધા.   જાગી. ૩

પોતાનુ ભલુ કરવાને સારૂ,
પ્રભુ રટણ કર કષ્ટ હરનારૂ. જાગી. ૪
બીજા સરવે છોડી દેને ફંદા,
કરી કસરત થઈજા હાજર બંદા. જાગી. ૫
હીરા કહે છે જરા જાણી લે જુક્તી,
પ્રમાણીને માણી લે મુક્તી. જાગી. ૬

૨૭ મું. (કનરા) રાગ ઉપરનો

૧૧૬

સમજીને સાધુ ભજી લ્યો હરીને,
મનુષ્ય દેહ નઈ આવે ફરીને. સમજી. ૧
માયામાં રહીને કાયાને તાવો,
ભટકેલ મનને ના ભમાવો. સમજી. ૨
અનેક ઓધરીયા ધરસંસારી,
મોહમંદરી જેણે મમતા મારી. સમજી. ૩
ભેખ ના હોય તો કાંઈ નથી વાંધો,
ટેકથી રહીને સમરણ સાધો. સમજી. ૪
ધર્મની સાથે કરણીને બાંધો,
ભક્તી ફળશે નહી પડે વાંધો. સમજી. ૫
હીરાને સ્વામી અંતર જામી,
ગુણ ગુરૂના આનંદ પામી. સમજી. ૬

૨૮ મું.

૧૧૭

સમર સમર સાહેબને પ્રાણી, ઘડી પછી નઇ હાલ ઘડી,
વહાણા પહેલા આણા આવશે કરગરી કહ્યું પાય પડી, સમર.
આંજકાલનો છાંડ વાયદો, બોલ-બોલના નાકર વાત બડી,
કટક દળ કાયમના આવશે, તે વખતે તમો જસો રડી. સમર.
મુક ઉધારો કર સુધારો, ધરમ પાપની બાંધ ઘડી,
પુન કરતા પાપ વધે તો, તો ઝડપ ઝાલીને નાખ કડી. સમર.
જગત ભગતના થસે પારખા, અગમ વાણીથી વાત જડી,
કુડ કપટને પરહર પલમાં, સતપથમાં કાઢ હડી. સમર.
હીરાને એંધાણી મળી છે, અગમ નીગમની વાત વડી.
ગુરૂતણી ઓળખાણી પડતા ગગન મંડળમાં નોબત ગડી. સ.

---

૨૯ મું. (મારા મનના માલીક મળીયા.)

૧૧૮

જેણે ગોવિંદ ગુરૂને જાણ્યા, જેણે જાણ્યા તેણે માણ્યા. ટેક.
મંદીરમાં મહારાજ બીરાજે વઇકુંઠ જેવો વાસ,
માંહી વસે હરીના દાસ જેને વીગતે વીપ્રને વખાણ્યા. ૧

ઝાંઝરકાએ જુગદીશ જાણ્યા ભરી ત્રીકમ સાથે તાળી,
મે નવનધ નજરે ભાળી એવા ભોજન પીરસ્યાં ભાણાં. ૨

ઝાંઝરકું છે ઝરૂખું જુગદીશનું અમરાપુરની હારે,
છે પ્રેમ પ્રભુનો તમારે તમે નીત નીત ખરચ્યા નાણાં. ૩

ભજન ભેદ ભરપુર ભગતથી શોભે છે સઘળો સાથ,
છે શેઠ સવૈયો નાથ તમે વેચ્યા લાજના લાણા ૪

સવા ભગતનું સમરણ કીધું તેથી થઈ છે લીલા લેર,
છે મુગટવાળાની મેર જેમ દુવારકાથી ડાકોર આણ્યા. ૫

હાથ જોડીને હીરો હરીને અરજ કરૂં છું આજે,
હરી રાખો હમારી લાજ તમે મોજ મૃતલોકની માણ્યા. ૬

---

૩૦ મું. ( લગાદે ભજન કેરી ધુનીરે લાખો વાર. )

૧૧૯

ગોવિંદ ગુણ ગાવો રે નરનારી. ટેક.

હરીજન ચરણે આવો દરસન કરી પાવન થાવો;
મોક્ષની બારી ઉઘાડી દેસે મારીરે. નરનારી. ગોવીંદ. ૧

ગોવીંદની ગતી છે ન્યારી સૈયાની શોભા સારી,
અંતરમીને દેસે ફરારીરે નરનારી. ગોવીંદ. ૨

ઉધેલા તે સઉ જાગો ભાવ કરી ભગ્તી માગો,
ગોવીંદ પીરમાં છે ગુણ ભારી રે નરનારી. ગોવીંદ. ૩
પરગટ પરચાધારી અવલીયા છે અવતારી,
હીરા તો ભયા છે આનંદકારીરે નરનારી. ગોવીંદ. ૪



## નામેરીનાં ભજન.

છંદ ૧ લો.

૧૨૦

નામેરી ભગત કહે દેવ નારાણ જેણે તાર્યાં ત્રભોવન ધણી
તીન હીર ચીર કુમેલ વરે પણ સંગ્રહ ધણેરા
તેને સીગાળા સમરથ વાલપણ બાંધ્યા વછેરા
તે નમેથી ધન મકન પાયો ઘેર નીત પરોણા
તેને સુકળની નાર સકરમી પુત્ર આપ સમાના
ઠાઠાર બાર આંગણ કયા ધણીક ભોમ લગી કીરત ધણી
નામેરી ભગત કહે દેવનારાણ જેણે ધાર્યાં ત્રભોવન એક ધણી.

૨ જો.

૧૨૧

નામેરી ભગત કહે દેવનારાણ જેણે ભગવત રામ નવ ભજ્યા.
તીન પ્રથમ પાલવ નઈ પ્રાસ તેની લોકમાન નહિ લજ્યા

દુઃખમાં દાડા કાઢતા, રાત પણ વનમાં રહેતા;
ઓઝ માંડી આસ સરાપણ બાણ સંધેતા
તરસ્યા જીવત રસાળતા રૈણી બીજ રજીયા
નામેરી ભગત કહે દેવનારાણ જેણે ભગવત સ્વામ નવ ભજીયા.

૩ જો

૧૨૨

સ્વપનમાં શ્રીરામ દેવ ગે આપ દીઠા,
ગોકળ જેડે ગામ, સન્મુખ થઇ સામા બેઠા.
વીશંભરસુ વાત આજ મે દો કરજોડી કીધી,
રીજંતા રૂગનાથ દેવગે તાળી દીધી.
તાળીના પડસંદ મારો પાપ ગંજીયો જીદર મન ટાઢો ભયો,
નામેરી ભગત કહે દેવનારાણ પ્રભુ એણીપર દેદાર દીયો.

૪ થો.

૧૨૩

સારંગધર સંખલાઃ આજ મે નામરી ઓઢી,
મારી કનક દેઇ કોમળ કરતાનુ મટીયો કોઢી;
પોપ ઘણો ઘણો પ્રેમરસ આમ મહ દીસ આડી,
માણું મેલરી માઇ બેરાવર કહીયે જાડી;
કળજ કમાકણું કાળરી વાતસે પાતસે વાપરી,
નામેરી ભગત કહે દેવનારાણ મહ પણ ન અંક વાપરી.

૫ મો.

૧૨૪

અતલસ માથે ઉસ, ગળ કંઠ હાર બરાજ;
મરકતહે હરમુછ, સોગાપર છાર સાજ.
મુખ બજાવંત બંસરી, નક્કિ ઘોરત ન્યારી;
ચાલ હંસની ચાલ, ગોપી આગળ ગીરધારી,
જેના ધમકતા પાયે ઘુઘરા, સુંદરમન ટાઢો ભયો.
નામેરી ભગત કહે દેવનારાણ, પ્રભુ દેદાર એણીપર દીયો.

૬ ઠો.

૧૨૫

લીલા વાધા નેતર સોતર, કડ બંધણ સોઈ;
કોમળા ગકસમેલ, જડત પાયે મોઝ જોઇ.
તસબી હાથે તખ પરખ અગોસણ પામી,
મુસામા મરકત લાલસખ ડાઢી લાંબી;
મોરલી હાથ જગ મંડણ, કેતાક કેતાક કહુ ખોદા,
નામેરી ભગત કહે નારાણ એવા સારંગ રૂપ દીસો સદા.

૭ મો.

૧૨૬

સુનકા એકજ ગામ, સુંદર મન ભરે ભમતી,
કરતી લિણા કામ, ખજાના લેતી ખાતી;

વારંગ ધર વહેપાર, બીજવર અવરા વરતી,
પોપટ મુખ રામ પઢતા, ગડત ગડત ઢોલ વૈકુંઠ ગઇ;
નામેરી ભગત કહે દેવનારાણ, થોથામાંથી મોતી થઇ.

૮ મો.

૧૨૭

રાધા શું બહુ રંગ, ખટક સેજખાટ ખટોળી,
આપ નરખવા અંગ, પ્રભુતબ તાણ પટોળી;
મણી મેલી મુખમાંય, ડાબા કર દીપક બુઝાયો,
ઇહર ચંદ્રા ઉતારીયો, સુરજકો તેજ સમાયો,
વસંહરી નાગ ત્યાં આવ્યો વળી,
ફણેફણે મંઢીર જોત ફૂરી પાવ ઉર પાહલગ પંખરી.
નામેરી ભગત કહે દેવનારાણ,
તે દી શ્રીકૃષ્ણ આગળ રાધાકા મન કરગરી.

૯ મો.

૧૨૮

હુઇ સહેર હલાસ, બાઇ દ્રો બાંયે ઝાલી,
દુસાસન દદકાર સાસદી નક્કી સગાઇ;
કામન ચાલી, કરન ભણી ધણી કયું વેગે નવ ધાયા,
તે ટાણે ત્રીકમ ભગત તમે અવીચળ ભણાવા;

તાણીયા ચીર દ્રુપતી તણા, હઠીયા પાંડવ હારીયાં.
નામેરી ભગત કહે દેવનારાણ,પ્રભુ તે દી મોડા કેમ પધારીયા

૬૦ મો.
૧૨૯

કેવા માટે કરસન કષ્ટ હુરસાદ સર દીધો,
કેવા માટે કરસન દોસ અજની સર દીધો;
કેવા માટે કરસન સ્વામ ગૌતમ તમે સંતાપ્યો,
કછીયા કાવક કર્ણ, અંગ જેણે માગ્યો આપ્યો.
ત્રીલોકી નાથ આગે તમે, સેવક પીડયા સભર;
નામેરી ભગત કહે દેવ નારાણ,પ્રભુ તમુવીના કીરતતે કમણકર.

૬૧ મો.
૧૩૦

જેદી તે જગબંધ દીપ અરજુનને દીધો,
કરસન સાથ કળમઈ, કુંવર મખમ મોછો કીધો,
મેઘ ધટારથ મારી, વેદ તુ લાવ્યો વાળી.
દરબારે દીવાન હતો તુવાળો હ્રાળી,
ઉધાડી કમાડ બેઠા થા બન બંધણ,
નામેરી ભગત કહે દેવનારાણ,
પ્રભુ તમને મળ્યા તો દીવસ થયા છે ધણા.

૧૨ મો.

૧૩૧

પંડવુ સાથે પ્રીત રામ તમે ઉડી રાખી,
એઠા બોર અમૃત ચતુર્ભુજ જોયા ચાખી;
ચાનમળ આધાર સતી ન પુરી સાડી,
દુર્બળ ભગત નરસેઇ જુગત કરી નાત જમાડી.
એક ફરૂકામાં દેવળ ફેરીયા, કોલ ભગતની રાખી કળા,
નામેરી ભગત કહે દેત નારાણુ સંત આધારણ સામળા.

૧૩ મો.

૧૩૨

મારો રથ રીયો રણમાઇ, સાથ સર્વે ગીયો સળંકી,
તો ગડ નાખ્યા ત્રત ગુઝારા ખાગ ઝળંકી;
સગો નહી કોઇ સેણ, બાંધવ ગીયા ઉભો મેલી,
તેટાણુ ત્રીકમ બાપ તમે થાજો બેલી.
હેત વાતણો રસ હસમસ્યો કરણીગર કુડો કયો,
નામેરી ભગત કહે દેતનારાણ,
પ્રભુ મારો સારંગ રથ તે સુતર થયો.

સમાપ્ત.

